॥ श्री सद्गुरु प्रसन्न ॥



श्रीसद्गुरु भाऊसाहेब महाराज यांचे सांप्रदायिक

# परमार्थ मार्ग प्रदीप

आणि

## भजन

ध्यानमूलम् गुरोर्मूर्तिः । पूजामूलम् गुरोःपादौ ॥
मंत्रमूलम् गुरोर्वाक्यम् । मुक्तिमूलम् गुरोःकृपा ॥

किंमत आठ आणे.

# बोध वचनें.



१ कोणीही कीर्ती मिळविल्या वांचून मरूं नये. कारण नरदेहानें होणार नाहीं असें जगांत कांहीं नाहीं.

२ आत्मज्ञान मिळवाल तर तुमचें व या जगाचें कल्याण होईल.

३ आपलें ध्येय अती उच्च असावें.

४ होऊन गेलेल्या गोष्टीबद्दल शोक करूं नका, व पुढील सुखाकडे लक्ष द्या.

५ सुखी होण्यासाठीं यत्न करा.

६ मन मोठें ठेवा ( कोणाचीही निंदा, मत्सर, व द्वेष, न करितां सर्वांचें कल्याण इच्छा. )

७ ब्रह्मचर्य पाळा "रतनकु जतन करो। बखतपर खर्च करो॥"

८ जें मिळवावयाचें आहे तें आतांच प्राप्त करून घेतलें पाहिजे अशी आपल्या हृदयांत गांठ बांधून ठेवा.

९ आपण मनुष्य आहांत हें सिद्ध करण्याची जबाबदारी आपल्याच शिरावर आहे.

१० प्रत्येक मनुष्यानें स्वतःला विचारावें कीं या पुस्तकाच्या २०, ३२, ३५ पानांमध्यें लिहिल्याप्रमाणें अनुभव आपल्याला आला आहे काय?

११ पाहिजे तितकें भ्रमण करा पण आपलें ध्येय साध्य केल्याशिवाय राहूं नका. तुझ्या कल्याणाचा मार्ग तुला मिळत नसेल तर सद्गुरू श्री सिद्धरामेश्वर महाराजांना शरण जा.

# બોધ વચનો.

૧. કોઇપણ કીર્તિ મેળવ્યા સિવાય મરતા નહિ કારણ નરદેહથી ન થાય એવું જગતમાં કંઇ નથી.

૨. આત્મજ્ઞાન મેળવશો તો તમારૂં અને જગતનું કલ્યાણ થશે.

૩. તમારૂં ધ્યેય અતિ ઉચ્ચ રાખો, અને તે અત્યંત પ્રયત્નથી અસાધ્ય પરમાનંદ મેળવો.

૪. થઈ ગયેલા કાર્ય માટે શોક કરતા ના.

૫. સુખ મેળવવા માટે ભગીરથ પ્રયત્ન કરો.

૬. મન મોટું રાખો. ( મનથી બધાનું કલ્યાણ ઇચ્છો. કોઇની નિંદા, મત્સર, દ્વેષ, અદેખાઈ કરતા ના. )

૭. બ્રહ્મચર્ય પાળો " **रतनकु जतन करो, वखतपर खर्च करो** "

૮. જે મેળવવાનું છે તે હમણાં ને હમણાંજ મેળવવાનું છે. તેની તમારા મગજમાં નોંધ લો.

૯ મનુષ્યનાં કર્તવ્ય કરો અને મનુષ્ય છો એમ પુરવાર કરો.

૧૦. પ્રત્યેક મનુષ્યે પોતાને પુછવું કે આ પુસ્તકના ૨૦, ૪૫, ૪૬, ૪૮, પાના પર લખેલા અનુભવ પોતાને છે ?

૧૧. ગમે એટલું રખડીને પણ તમારૂં ધ્યેય પ્રાપ્ત કરો. રખડીને થાકયા છતાં તમારા કલ્યાણનો માર્ગ તમોને નહિ સુઝતો હોય તો **સિદ્ધરામેશ્વર** મહારાજનો આશ્રય લો

૧૨. અખિલ વિશ્વનું દુઃખ જોઇને જેને દયા આવતી હોય તેણે દુખ-વિમોચનનો પાઠ **શ્રીસિદ્ધરામેશ્વર** મહારાજ પાસેથી લઇને જગતને સુખી કરવું.

# શ્રી સદ્‌ગુરૂ સિદ્ધરામેશ્વર મહારાજશ્રી પાસેથી ગુરૂ–ઉપદેશ લીધેલા શિષ્યોએ પાળવાના

# નિયમો.

---

૧. સવારે, બપારે, સાંજે એમ ત્રિકાળ ગુરૂએ આપેલું ધ્યાન કરવું. ધ્યાન કર્યા સિવાય જમવું નહિ.

૨. પરમાત્માના સાક્ષાત્કાર તરફ પરમ આદરથી સૂક્ષ્મ દૃષ્ટિ અને મન રાખવું.

૩. હંમેશાં મનમાં નામ મંત્રનું રટણ કરવું.

૪. ઉપદેશેલો મંત્ર ગુપ્ત રાખવાનો છે માટે તે કોઇને કહેવો નહિ અને મોંથી બોલવો નહિ.

૫. પુરૂષોએ પરસ્ત્રી માત સમાન સમજવી અને સ્ત્રીઓએ પરપુરૂષ પિતા સમાન સમજવા.

૬. દરરોજ ગુરૂનું સાંપ્રદાયિક ભજન પોતાના ઘરમાં કરવું.

૭. ગુરૂક્ષેત્ર ઇંચગીરિમાં વરસમાં ચાર સપ્તાહમાં હાજર રહેવું. જુઓ પાનું ૩૩

૮. કોઇને કાંઇ ખુલાસો જોઇતો હોય તો મહારાજશ્રીને મળવા માટે નીચેના ઠેકાણા પર તપાસ કરવી. પુસ્તકો મળવાનું ઠેકાણું પણ આજ:—


**હિરાલાલ કાલીદાસ વખારીઆ.**
ભાઇશેઠ બીલ્ડીંગ, કુંભારટુકડા,
ગીરગામ પોષ્ટ, મુંબઈ.

અથવા

**કીસનસીંગ પંચમસીંગ હેડમાસ્તર.**
ઘર નંબર ૧૦, પુર્વ મંગળવાર પેઠ,
**સોલાપુર.**

॥ શ્રી સદ્ગુરૂ પ્રસન્ન ॥

શ્રી સદ્‌ગુરૂ ભાઉસાહેબ મહારાજ ઉમદીકર

# પરમાર્થ માર્ગ પ્રદીપ.

અને

## ભજન.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः । गुरुर्देवो महेश्वर : ।
गुरुः साक्षात् परब्रह्म । तस्मै श्री गुरवे नमः ॥

પ્રસિદ્ધ કર્તા,

ત્રિભુવન હિરાલાલ અને દેવીદાસ પરસોતમદાસ.

ઈ. સન. ૧૯૨૮

કિંમત આઠ આના.

આ પુસ્તક નં. ૩૯૮ ઠાકુરદ્વાર મુંબઇમાં ઈંદુપ્રકાશ છાપખાનામાં દામોદર સાંવળારામ યદે એ છાપ્યું અને ત્રિભુવન હિરાલાલ અને દેવીદાસ પરસોતમદાસે પ્રસિદ્ધ કર્યું.

# પ્રકાશકના બે બોલ.

અતિ કુશળ બુદ્ધિવાળા વિચારી પુરૂષને પણ ન સમજાય એવા પરમાર્થ માર્ગ પર હાલમાં અજ્ઞાન અંધકાર પસરેલો છે. આ અજ્ઞાન અંધકારના નિવારણાર્થ આ દીવો સળગાવવામાં આવ્યો છે. તો સુજ્ઞ વાંચકો! તમે કોઇપણ ધર્મના અગર પંથના હો! પણ આ ગ્રંથ અથથી ઇતિ સુધી વાંચીને નિષ્પક્ષપાત બુદ્ધિથી વિચાર કરજો. આમાં કોઇપણ ધર્મની અથવા મતની નિંદા કરવામાં આવી નથી, પરંતુ સર્વ ધર્મનું મુળ જે સત્યતત્વ પર રચાયું છે, તેજ સત્યતત્વનો વિચાર આ "**પરમાર્થ માર્ગ પ્રદીપ**" માં તમારા જોવામાં આવશે.

આ ગ્રંથ ઘણી ઉતાવળથી અને ગડબડમાં છપાયો હોવાથી તેની શુદ્ધાશુદ્ધતા તરફ ન જોતાં એમાંનો પ્રતિપાદિત વિષય વાંચકો ગ્રહણ કરશે એવી આશા છે.

ફાગણ સુદ ૩
તા. ૨૪-૨-૨૮.

શ્રીસમર્થ સિદ્ધરામેશ્વર મહારાજના શિષ્યો,
ત્રિભુવન હિરાલાલ
અને
દેવીદાસ પરસોતમદાસ.



॥ શ્રી સદ્‌ગુરૂ પ્રસન્ન ॥

# પરમાર્થમાર્ગ પ્રદીપ

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

આનંદ ! આનંદ ! આનંદ ! પહેલા પ્રત્યેક જીવની અવસ્થા કેવી હતી એનો થોડો વિચાર કરીએ તો હમણાં પણ તેનો અનુભવ આવવા જેવો છે. આ ચિત્તના ચમત્કારરૂપી જગતની ભ્રમણાનો અને જીવ ઉપર આવેલા મન, બુદ્ધિ, દેહ વગેરે આવરણનો ત્યાગ કરી પોતાના સ્વરૂપમાં લય પામીએ તો તે આનંદનો અનુભવ થાય છે. તે અનુભવ દુઃખ વિનાનો કેવળ સુખરૂપ અને સમાધાનરૂપ છે. અહાહા ! તે કેવો આનંદ છે ! તેનું વર્ણન પણ થઈ શકે એમ નથી. તે આનંદ કેટલો મોટો છે ! હમણાં અજ્ઞાન દશામાં પણ જીવને સુખ, દુઃખ કામ, ક્રોધ વગેરે જે આવે છે, તે બધાનો અંત જ્યાં થાય છે, જેના અંદર બધાનો સમાવેશ થાય છે તે આનંદ કેટલો મોટો હશે ? આવો આનંદ છોડીને આ જીવ કીડી, માકડ, વગેરે ચોર્યાંશી લક્ષ યોનીની યાત્રા કરવા નીકળી પડયો છે અને દુઃખ ભોગવી રહ્યો છે. હવે આ દુઃખમાંથી એને છુટવાનો ઉપાય એકજ છે, અને તે આત્મજ્ઞાન છે. આ આત્મજ્ઞાન નરદેહ સિવાય મળતું નથી.

विचार जाणेल तो पुरुषु । विचार न जाणेल तो पशु ॥
ऐशी वचनें सर्वेंपु । ठायी ठायी बोलीला ॥

આ સંસારના પ્રાણિઓમાં મનુષ્યજન્મ મળવો બહુ દુર્લભ છે અને તે બહુ કષ્ટથી મેળવાયછે. **नाना सुकृताचें फळ तो हा नरदेह केवळ** અનંત જન્મસુધી ચોર્યાશી લક્ષ યોનીમાં જન્મ લઇને, ઘોડા, બળદ વગેરે થઇને મનુષ્યની સેવા કરવાથી અથવા વૃક્ષ વગેરે થઇને પોતાના ફળ મનુષ્યને અર્પણ કરવાથી અને આવી અનેક તરેહથી દરેક જન્મમાં મનુષ્યની સેવા કરવાથી મનુષ્ય જન્મ મળે છે.

નરદેહના યોગથી જીવ પોતાની બંધ દશા છોડી મુક્ત સ્થિતિએ પહોંચે છે. બીજા દેહમાં મોક્ષ પ્રાપ્ત કરવાનું સાધન નથી, જ્યારે નરદેહમાં રહી કોઈ પણ બ્રહ્મજ્ઞાની સદ્દગુરૂને સેવી, આત્મજ્ઞાન મેળવી સ્વાત્મસુખ મેળવે તો જન્મમરણની ઉપાધિમાંથી મુકત થાય, અને તે કારણે નરદેહ સર્વ દેહોમાં શ્રેષ્ઠ છે. આહાર, નિદ્રા, ભય, મૈથુન મનુષ્ય તેમજ સર્વ પ્રાણીઓને સમાન છે.

आहारनिद्रा भयमैथुनानि । सामान्यमेतत्पशुभिर्नराणाम् ।
ज्ञानं हि तेषांमधिको विशेषो । ज्ञानेन हीना पशुभिः समानाः ॥
आहारनिद्रा भय मैथुन । सर्वां योनिसी समसमान ।
मनुष्यदेहिंचें ज्ञान । अधिक जाण सर्वांसि ॥

બલ્કે ખાવા પીવામાં, મૈથુન અને નિદ્રા વગેરે કર્મોમાં ઈતર યોનીઓનાં જીવો મનુષ્ય કરતાં વધારે ભોગ ભોગવી શકે છે તેમજ મનુષ્ય કરતાં બીજા પ્રાણીઓ કેટલીક રીતે ઘણા ઉત્તમ ગુણ ધરાવે છે. છતાં નરદેહ બધા દેહોમાં અતિ શ્રેષ્ઠ ગણાયછે. નરદેહની ઈચ્છા દેવો પણ કરી રહ્યા છે, અને દરેક શાસ્ત્ર નરદેહની યોગ્યતા ઘણી વર્ણવીછે. તેનું કારણ એટલુંજ કે નરદેહમાં રહી જો કોઈ પરમાર્થપંથે ચાલી આત્મા અનાત્માનો વિવેક મેળવી સ્વાત્મ સુખ પ્રાપ્ત કરે તો તેના બધા કર્મો નષ્ટ થાય અને તે પાપ, પુણ્ય અને પ્રારબ્ધ, સંચિત, ક્રિયમાણ વગેરે કર્મોના ફળની ઉપાધિમાંથી મુકત થાય છે.

" यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन।
ज्ञानाग्निःसर्व कर्माणि भस्मसात् कुरुते तथा ॥ "

બીજા કોઈ પણ દેહમાં નહીં મળે એવું, બધાઃ દુઃખથી મુકત કરનારૂં પરમાનંદ પદ નરદેહથીજ મળે છે અને એટલા માટે નરદેહને બીજા દેહો કરતાં શ્રેષ્ઠ ગણેલો છે. નરદેહમાં આવીને પરમ પદ મેળવવું તેજ દરેક મનુષ્યનું ઉત્તમ ધ્યેય છે અને તેજ માણુસાઈ છે. આટલા કષ્ટથી મેળવેલા આ નરદેહનુ આદ્ય કર્તવ્ય છોડી બીજા અટપટ સાધન ભેળાં કરવામાં મનુષ્ય જન્મ વ્યર્થ ગાળીએ તો નાના પ્રકારનાં સુકૃતનું ફળ જે આ શ્રેષ્ઠ નરદેહ છે તે કોડીની કિંમતે ગુમાવ્યા જેવું થાય છે. પ્રત્યેક માણસને મનુષ્યત્વ સિદ્ધ કરવાનું છે અને તે મનુષ્યનું કર્તવ્ય કરવાથીજ થાય છે. માણસનું કર્તવ્ય એટલે 'નિરતિશય સુખ' મેળવવું એજ છે અને તેવું સુખ જે મેળવે તેજ પુરૂષ. આવો પુરૂષાર્થ છોડી લોકો થોડાશા અશાશ્વત સુખની પ્રાપ્તિ કરવામાં અહો રાત્રિ પશુ પક્ષી પણ ન કરે એવો શ્રમ કરી પરમાનંદ મેળવી આપનારા નરદેહમાં પણ દુઃખ ભોગવી હાય હાય કરી રહ્યા છે, એના કરતાં બીજી વધારે મુર્ખાઈ કઈ? એવી રીતે અહર્નિશ શ્રમ કરવામાં રોકાઈ "હમને પરમાર્થ કરવામાં બિલકુલ ફુરસદ નથી" એમ એ લોકો બોલે છે. ઠીક છે, આવા માણસોને મરવાની પણ ફુરસદ કયાં છે? તેઓ મર્યા કે તરતજ હાથી, ઘોડા, બળદ, ગધેડા વગેરે યોનીમાં જન્મીને પોતાની વાસના મુજબ વગર ફુરસદનું કામ કરવા લાગી જાય છે. કારણ કે વાસના તેવું ફળ. આવા પરમ સમાધાન આપે એવા નરદેહમાં આવીને જેણે કામની ઇચ્છા રાખી તેને તિર્યંક યોનીના અસહ્ય કષ્ટ સિવાય બીજું કાંઈ ફળ મળવાનું છે? મનુષ્ય દેહમાં આવીને હાથી, ઘોડા, ઉંટ, બળદ, ઝાડ વગેરેના સુખની ઈચ્છા કરનાર મનુષ્યોએ થોડી ધીરજ ધરવી. આ નરદેહ પડયો કે તરતજ તેમને તે પદ મળવાનું છે. એમાં કાંઈ સંશય નથી. લોકો પોતાની ઈચ્છાથીજ નરદેહ રૂપી રત્ન હાથમાંથી ગુમાવી, મનુષ્યનું કર્તવ્ય ભુલીને પરમાનંદ પદ મેળવવાનું છોડી ચોર્યાશી લક્ષ યોનીમાં જાય છે.

पुनरपि जननं पुनरपि मरणं ।·पुनरपि जननी जठरे शयनम् ॥

આવી ચોર્યાશીની યાત્રા કરવા મટે છે, કારણ કે એવો નિયમ છે કે,

पाप पुण्य समता घडे । तरीच नरदेह जोडे ।

પાપ પુણ્ય સમ થાય તોજ નરદેહ મળે છે અને નરદેહમાં આવી પાછા વિષમ કર્મ કરવાથી પુનઃ ચોર્યાશીનો ફેરો શરૂ થાય છે. પછી બધી યોનીમાં ફરીથી મનુષ્યની સેવા કરવાથી પુનઃ નરદેહ મળે અને તેમાં આવીને પણ પોતાનુ કર્તવ્ય નહિ કરે તો ફરીથી પાછા ચોર્યાશીના ચક્કરમાં ફરવું પડે છે.

અનંત જન્મો લેવા અને અનંત વખત જનનીના જઠરમાંથી બહાર નીકળવું એજ પ્રત્યક્ષ નરક છે. આવી નરક યાતના જીવને ભોગવવી પડે છે, અરે! દરેક યોનીનું દુઃખતો કેટલું અસહ્ય છે તેનો ખ્યાલ લાવતાંજ આપણને કંપારી છુટે છે. માટે વિચારી પુરૂષોએ પોતાનું સ્વહિત કેમ થાય એ વિષે મોટામાં મોટી ખંત અને કાળજી રાખવી જોઈએ. મહાજ્ઞાની કબીર ભક્ત પણ કહી ગયા છે કે,

" પશુકી હોત પન્હૈયા નરકા કછુ ન હોય,
પણ નર કરણી કરે તો નરકા નારાયણ હોય."

પશુ જીવતાં કામ લાગે છે, મુઆપછી પણ તેના જોડા વગેરે થાય છે. મનુષ્ય જીવતાં બીજાને બોજારૂપ છે, અને મરણુ પછી ખરચ કરાવે છે, પણ તેનું શરીર બિલકુલ ઉપયોગમાં આવતું નથી.

आनेकी वाट कोन । जानेकी घाट कोन ॥ ब्रम्हका कपाट कोन
जीवे कोन ॥ मूवे कोन । कोनमे कोन समाया हय ॥
एतना वात नै बुझातो । कायकु नरदेहकु आया ॥

પણ જો મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્તકરે, આત્મતત્ત્વ ઓળખે તો તેનામાં સાક્ષાત્ નારાયણ (બ્રહ્મ) થઈ જવાની શક્તિ છે. આ જગતમાં ત્રણ વસ્તુ બહુજ દુર્લભ છે. (૧) મનુષ્યજન્મ મેળવવો કેટલો દુર્લભ છે, તે તો હમે કહી ચુકયા છીએ, (૨) શુભ વાસના અને (૩) આત્મજ્ઞાની સદ્ગુરૂ. શુભવાસના એટલે બ્રહ્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા. જગતના બધા કામો

તે હીન અર્થ છે, તે બધા કાર્યો મનુષ્યને પોતાને કાંઇપણ કામ લાગવાના નથી. એ બધા કાર્યો બીજા માટે છે. શરીરને સુખમાટે એવા કાર્યો છે પણ મનુષ્યના પોતાના કલ્યાણ માટે નથી. છેવટે બધું જ અહીં છોડીને જવાનું છે.

देह रक्षणा कारणे यत्न केला । परी शेवटी देह टाकोनि गेला ॥

મનુષ્યને પોતાનેજ કામ લાગે એવું એક પરમાર્થજ છે. પોતે બ્રહ્મપદ પ્રાપ્ત કરવું, સ્વરૂપ જ્ઞાન મેળવવું એજ મુખ્ય પરમાર્થ છે, અને એવીજ વાસના રાખવી એનુંજ નામ શુભ વાસના અથવા શુભેચ્છા.

જગતમાં મોટામાં મોટો અર્થ પરમાર્થ છે. પરમાર્થ એટલે પરમ+અર્થ, એટલે મહાનમાં મહાન સુખ મેળવવાની યુકિત તેનું નામ પરમાર્થ. પરમાર્થને પરમાર્થ કહે છે તેનું કારણ શું ? ખરેખર એ પરમ-અર્થ એટલે શ્રેષ્ઠ ધન છે અને તેને મેળવવાના ઉપાયો પણ બધા શ્રેષ્ઠજ છે. તે પ્રાપ્ત કરવાનો માર્ગ સત્યતા સદ્‌બુદ્ધી, ઉદારતા, દયાળુતા વગેરે અનેક સોજવળ સદ્‌-ગુણોથી અલંકૃત છે. એ માર્ગે ક્રમણ કરનારનું અંતઃકરણ આવા સોજ્વળ રત્નોથી શૃંગારેલું હોવાથી અમર અને નિરતિશય સુખ પ્રાપ્ત કરે એમાં નવાઈ શી ? એથી ઉલટું પરમાર્થ છોડીને કેવળ એકલો સંસારરૂપી હીનાર્થ મેળવનારો જીવ બધા દુર્ગુણોથી ભરપુર છે. દાખલા તરીકે વ્યવહારૂ જીવ હંમેશાં એમ બોલે છે કે "અસત્ય સિવાય હમારૂં કેમ ચાલે ?" આ વાત યથાર્થ છે કારણ કે જીવ આવી બધી રાક્ષસી સંપત્તિ-થીજ બનેલો છે; એનો પાયો અસત્ય, અજ્ઞાન, દંભ, મદ, મત્સર, ક્રોધ, ઈર્ષ્યા, સ્પૃહા વગેરે સર્વ અશિલષ્ટ ગુણોથી રચેલો છે. માટે પશુઓની નીચ સંપત્તિ છોડીને મનુષ્યની શ્રેષ્ઠ સંપત્તિ અથવા દૈવીસંપત્તિ મેળવવી એનું નામ પરમાર્થ છે. નરદેહમાં આવી પરમાર્થ પ્રાપ્ત નહિ કરનારા આત્મહત્યા કરનારા છે એટલે આત્માનું ( પોતાનું ) વિમળ શુદ્ધ સ્વરૂપ જ્ઞાન મેળવતા નથી તેથીજ ચોર્યાશી લક્ષ યોનીના અનેક દુઃખો ભોગવે છે.

પરમાર્થજ આવા શ્રેષ્ઠ નરદેહથી મેળવવાની ઉત્તમ સંપત્તિ છે, એ વાત સિદ્ધ થઇ. એજ કારણથી શોધના છેક છેડે સુધી પહોંચેલા હિંદ દેશના પરમ

જ્ઞાનીઓ લાંબો વિચાર કરીને એવા સિદ્ધાંતપર આવ્યા છે કે "આ જગતમાં માણસને પરમાર્થ એટલે બ્રહ્મજ્ઞાન સિવાય પરમ સૌખ્ય આપનારી બીજી કોઈ વસ્તુ નથી અને જ્ઞાન સિવાય બીજા કશાથી સુખ થવાનું નથી." આજ હેતુથી આપણા પૂર્વના ઋષિઓએ આપણા રીતિરિવાજ અને રૂઢીની પારમાર્થિક પાયાપર રચના કરી કે જેથી બધા શનૈઃ શનૈઃ પરમ સૌખ્યને પહોંચે. આને ધાદાંત કહે છે. પણ બ્રહ્મજ્ઞાનથી વિમુખ થવાથી આવા પારમાર્થિક રીતિરિવાજો, તહેવારો વગેરે વિષે અજ્ઞાનતા થઇ, અને આપણા હિંદુઓના તહેવારોનો મુખ્ય વર્મ ભૂલી ગયા. પરધર્મીઓ આપણા તહેવારો વિષે હસે છે, તોપણ કોઈ તહેવારોનો અર્થ સમજાવી શકતા નથી. અંગ્રેજી કેળવણી પામેલાઓ હિંદુના તહેવારો બધા મૂર્ખને માટે છે એમ વિચારી તહેવારોનો ત્યાગ કરવા લાગ્યા છે.

હમણાં લોકો જેને શોધ કહે છે એ શોધ કરતાં પણ આપણા પૂર્વના ઋષીઓ ઘણીજ ઉચ્ચ શોધો જાણતા હતા. શરીરથીજ જાણવાની શોધો તો શું, પણ અંતર જ્ઞાનથી અગમ્ય જગ્યાઓનું પણ સર્વ જાણતા હતા. હાલની બધી શોધો નકામી છે. આ શોધો મનુષ્યોને સુખ આપશે નહિ. ઉલટું ઘણું દુઃખ આપનારી નીવડશે એમ નિશ્ચયથી જાણીને હિંદુસ્તાનને ભૌતિક શોધ તરફ વધારે વાળવા કરતાં જે પરમાર્થ માણસને શાશ્વત સુખ આપનાર છે તે તરફ ઋષિઓએ વાળ્યો; અને બધાને એકકે અવાજે ઉપદેશ કર્યો કે "ગમે તેટલું મોટું ભૌતિક સુખ હોય તોપણ તે અશાશ્વત અને ક્ષણભંગુર છે. ઇંદ્રપદ હોય તો પણ તે પરમાર્થરૂપી મહાધનની સામે કઃપદાર્થ છે. માટે તમે ભૌતિક સુખ તરફ વળતા નહિં અને આ અતિ ઉચ્ચ મનુષ્ય દેહનો અતિ ઉચ્ચ પરમાર્થ મેળવવા તરફ ઉપયોગ કરો, કારણ કે તે વસ્તુ મનુષ્ય દેહ સિવાય પ્રાપ્ત થવાની નથી."

**नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।**
**मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥**

સારાંશ એ કે પરમાર્થ કરવો જોઇએ. અને તે પ્રમાણે આપણા દેશના ઘણાક મનુષ્યોના મનમાં પરમાર્થ કરવાની ઈચ્છા હોય છેજ, પરંતુ તે લોકોને પરમાર્થ કરવાથી જે પરમસુખ પ્રત્યક્ષ મળવાનું તે મળતું નથી, માટે બિચારાઓ સાશંક થાય છે. કેટલાક લોકો પરમાર્થ માટે ઘણુંજ કષ્ટ વેઠે છે, તો પણ તેમને આનંદની પ્રાપ્તિ થતી નથી. પછી 'હમે ભૂલતા હોઇશું' એવું સમજીને બીજું કરવા માંડે છે, પણ તેમાં પણ ફાવતા નથી, ત્યારે ત્રીજું કરે છે. આવીરીતે પ્રસંગ આવે તેમ ઉપવાસ, તીર્થયાત્રા, પોથીપુરાણ, સાધુઓના દર્શન, તથા કીર્તન, મર્યાદાધર્મ વ્રતો વગેરે કરવામાં મથી પડયા છે. પરંતુ બિચારાઓનું કંઈ વળતુ નથી.

તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપ માળાના નાકાં ગયાં;
તીરથ ફરી ફરી થાકયા ચર્ણ, તોય ન પહોંચ્યા હરિને શર્ણ.
કથા સુણી સુણી ફુટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન;
એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ.
પાણીને દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત.
જો જો રે મ્હોટાના બોલ, ઉજ્જડ ખેડે વાગ્યો ઢોલ;
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાંહી કોદરા ભળ્યા.
ઘેંસ ન થાયે ન થાયે ધાણી, કહે અખો એ વાતો જાણી;
આંધળો સસરો ને સણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સહુ.
કહ્યું કાંઇ ને સમજ્યા કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.
બળદની તે કેમ થાયે ગાય, મુરખ મિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા ત્હેમાં ન લેવા દેવા.

આ જોઈને કેટલાક લોકો પરમાર્થ એટલે હમ્બગ ( humbug ) છે એમ બોલવામાંજ ડહાપણ માની રહ્યા છે. આ બધા પરમાર્થ કરનારાઓ કયાં ભૂલે છે તે પોતે સમજતા નથી. તેમનામાં મોટી ભુલ એ છે કે તેઓ વેંના જ્ઞાનીઓએ જે કહ્યું છે તે યથાર્થ સમજતાં નથી.

કોઇપણ શાસ્ત્રમાં કહેવાય તેટલી કહેવાની ખટપટ કરીને થાક્યા પછી "સદ્‌ગુરૂ સિવાય કાંઇ વળવાનું નથી" એમ સ્પષ્ટ કહ્યું છે. માટે સદ્‌ગુરૂ કરવા જોઇએ. અનેક સંતો અને પ્રાતઃસ્મરણીય મહાન જ્ઞાનીઓ પણ એકકે અવાજે પોકારે છે કે,

भटक मुवा भेदिविना । कोन बताव धाम ।
चलते चलते जुगगयो । पाव कोस पर गाम ॥
जा कारन हम धुंडते । और करते आस उमेद ।
सो तो अंतर गत मिला । गुरुमुख पाया भेद ॥

---

सद्‌गुरु वांचोनि सांपडेना सोय । धरावे ते पाय आधीं आधीं ॥
आपणासारिखें करिती तात्काळ । नाहीं काळ वेळ तया लागीं ॥
लोह परिसाची न साहे ऊपमा । सद्‌गुरु महिमा अगाध आहे ॥
तुका म्हणे कैसे आंधळे हे जग । गेले विसरोन खरा देवा ॥

---

त्रिवेणीचे स्नान अखंडीत करो । काशी वाशी मरो ज्ञानेवीण ॥ ध्रु ॥
नाहा त्यासी मुक्ति वस्ती निरंजनीं । भोगी रुद्रयोनी कर्मयोगे ॥
ब्रह्मज्ञानवीण न चुके याता याती । न पाविजे मुक्ति गुरुवीण ॥
ज्ञानदेव म्हणे मोक्ष ज्ञानेंविण । नाहीं नाहीं आण निवृत्तिची ॥

---

श्री गुरुच्या पायीं ठेवि तुं विश्वास । दासाचा तुं दास होई त्यांचा ॥ध्रु॥
राम हा परब्रह्म वसिष्ठा शरण । कृष्णे सांदीपनि गुरु केला ॥
वाल्मीकि ऋषि नारद ऊपदेशी । त्रिभुवनीं धन्य वाल्या झाल्या ॥
एका जनार्दनी गुरु मज भेटला । मोकळा दाविला मार्ग तेणें ॥

---

जयास वाटे देव पहावा । तण सद्गुरु करावा ।
सद्गुरुविण देवाधिदेवा । पाविजेत नाहीं ॥

---

॥ तीर्थमें फल येक हय , संत मिले फल चार ॥
॥ सद्गुरु मिले अनेक फल । कहे कबीर विचार ॥

---

गुरु विन ज्ञान न ऊपजे । गुरु बिन घोर अंधार ॥
जे गुरुवाणी वेगळा । रळवळिया संसार ॥

સારાંશ એ કે આવી રીતે રામ, કૃષ્ણ વગેરે બધાજ ગુરૂ કરીને ગુરૂના જ્ઞાનથીજ પરમાત્મપદે પહોંચ્યા અને સર્વને એજ બોધ આપ્યો કે **'મારી ભક્તિ કરો એટલે મેં જે ગુરૂભક્તિ કરી તે ગુરૂભક્તિ કરો.'** કૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવને ભાગવતમાં કહ્યું છે કે,

न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥
व्रतानि यज्ञच्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथाऽवरुन्धे सत्संग सर्वसंगापहो हि माम् ॥

આ ઉપરથી સિદ્ધ થયું કે **गुरुर्विना मुक्ति र्नास्ति.** હવે ગુરૂ કેવા હોવા જોઇએ તે વિષય પર આવીએ. શિષ્યને ઉપદેશ આપીને આત્મસાક્ષાત્કાર કરાવીને અજ્ઞાન તિમિરનો નાશ કરી પરમપદે પહોંચાડનારા ગુરૂ હોવા જોઇએ.

जो ब्रह्मज्ञान उपदेशी, अज्ञान अंधार नीरसी ।
जीवात्मया शीवात्मयासी, ऐक्यता करी ॥
फोडोनि शब्दाचे अंतर, वस्तु दाखवी निजसार ।
तोचि सद्गुरु माहेर, अनाथांचे ॥
जीव एकदेशी बापुडें, तयासि ब्रह्मचि करी रोकडें ।
फेडी संसार सांकडें, वचनमात्रें ॥
मुख्य सद्गुरुचें लक्षण, आधि पाहिजे विमळ ज्ञान ।
निश्चयाचें समाधान, स्वरुपस्थिती ॥

जेथें शुद्ध ब्रह्मज्ञान, आणि स्थुल क्रियेचें साधन ।
तोचि गुरु निधान । दाखवी डोळां ॥ ( दासबोध )
जा निजांगे ब्रह्मपूर्ण । अभंग जयाचे समाधान ।
स्वानुभवें तृप्ति गहन । तोचि सद्गुरु ॥—( सदाचार )

આવા આત્મજ્ઞાની સ્વતઃ બ્રહ્મ સાક્ષાત્કાર પામેલા, બ્રહ્મને પ્રત્યક્ષ જાણનાર અને શિષ્યને ह्यांच देही ह्यांच डोळा ( આજ દેહમાં આજ ચક્ષુઓથી) અપરોક્ષ બ્રહ્મ સાક્ષાત્કાર કરી આપનારા ગુરૂ હોવા જોઈએ. બ્રહ્મને સાક્ષાત્ દૃષ્ટિગોચર કરી આપીને અનુભવમાં લાવવા માટેજ સદ્‌ગુરૂની જરૂર છે. અન્ય કોઈ કામ માટે સદ્‌ગુરૂની જરૂર નથી. ગમે એવા વ્યાખ્યાન આપતો હોય, ગમે એટલું શાસ્ત્રનું પાંડિત્ય બતાવતો હોય, તો પણ અનુભવ શુન્ય હોય તો તેવાઓ ગુરૂપદને લાયક હોઈ શકે નહિ લખ્યું છે કે,

अविज्ञाते परे तत्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्वे शास्त्राधीतिस्तु निष्फला ॥
न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।
ब्रह्मात्मकत्वबोधेन मोक्षः सिध्यति नान्यथा ॥

અર્થાત્ પરતત્વ ( બ્રહ્મ ) જાણવામાં ન આવે તો શાસ્ત્રનો અભ્યાસ નિષ્ફળ છે. પરતત્વના અનુભવ સિવાય શાસ્ત્રાભ્યાસ વૃથા છે, તેમજ તે તત્વ સંપૂર્ણ જાણ્યા પછી પણ શાસ્ત્રનો અભ્યાસ નિષ્ફળ છે. જીવ-પરમાત્માનું ઐકય સમજાયાથી મોક્ષ થાય છે. પણ યોગ, સાંખ્ય અને કર્મથી તે મોક્ષ ( પ્રાપ્ત ) થતો નથી. એટલે પરતત્વ પ્રત્યક્ષ દેખાડીને જે શાસ્ત્ર સમજાવે છે તેજ મોક્ષ દાતા ગુરૂ છે. કારણ શાસ્ત્રમાં પણ ખુલ્લું લખ્યું છે કે બ્રહ્મ જાણેલા બ્રાહ્મણના મુખથીજ શાસ્ત્ર અને પુરાણ સાંભળો, નહિ તો ભુલા પડશો. હમણા બ્રહ્મ જાણેલા બ્રાહ્મણોના મુખથી શાસ્ત્રો ન સાંભળવાથી અને બ્રહ્મ નહિ જાણેલા પંડિતોના મુખથી શાસ્ત્ર અને પુરાણો શ્રવણ કરવાથી બધા પરમાર્થીઓ આડે રસ્તે દોરવાઈ રહ્યા છે. એ લોકો પોતેજ શું કહે છે તે જાણતા નથી. લોકો

કહેવાતા પંડિતોના મુખથી શ્રવણ કરીને મહાન કૃષ્ણ પરમાત્મા પણ માખણચોર હતા, ગાયો ચરાવતા હતા, જાર કર્મ કરતા હતા આવું છાતી ઠોકીને બોલી રહ્યા છે. ગાયનો અર્થ પણ ચાર પગવાળી, ઘાસ કડબ ખાનાર પશુજ છે એમ સમજે છે. પ્રિય વાંચકો ! થોડો તો વિચાર કરો કે જે કૃષ્ણ પરમાત્મા રાજા હતા, જેના મહેલમાં માખણના ઠગેઠગ રહેતા હતા અને જે પરમાત્મા માખણની ઇચ્છામાત્ર દર્શાવે તો માખણના ડુંગરના ડુંગર લાવી આપનારા સેવકો જેમની પાસે હાજર હતા, આવા પરમાત્મા માખણની ચોરી કરે ? અને ગાયો ચરાવવા જાય ? અરે ! હમણાં જેને માખણ મળતું નથી એવો સાધારણ ભીખારી પણ માખણની ચોરી કરતો નથી તો શું શ્રીકૃષ્ણ પરમાત્મા માખણની ચોરી કરવા જાય ? તે એટલા બધા વાસનાધીન હતા ? અને આ બધું છતાં તે પરમાત્મા કહેવાય ? તો માખણ એટલે શું તેનો મર્મ અને જે ખોટાકર્મ શ્રીકૃષ્ણને લાગુ પાડવામાં આવે છે તેજ કર્મોથી અથવા તેવા કર્મો કરવા છતાં તેઓ પરમાત્મા કેમ કહેવાયા અને પૂર્ણ પુરૂષ તરીકે કેમ ઓળખાયા તે બ્રહ્મવેત્તા ગુરૂને પુછવું જોઇએ. શ્રીકૃષ્ણ પરમાત્માના આખા ચારિત્ર્યનું રહસ્ય જ્ઞાન બ્રહ્મજ્ઞાની ગુરૂ પાસેથી સમજવું જોઇએ. વેદ, શાસ્ત્ર, શ્રુતિ, સ્મૃતિમાં કોઇ કોઈ ઠેકાણે પરસ્પર વિરોધી વાકયભેદ આવેછે તે સદ્ગુરૂના બોધ સિવાય સમજાતા નથી.

वेद शास्त्र श्रुति स्मृति । तेथें वाक्यभेद पडती ।
ते सर्वही निवडति । सद्गुरुचेनि वचनें ॥
वेद शास्त्राचे भांडण । शास्त्रे तोडी ऐसा कोण ।
हे निवडेना साधु वीण । कदा कल्पांतीं ॥

સીતા સ્વયંવરમાં જે ધનુષ્ય રાવણ ઉંચકવા ગયો અને છાતીપર લઇને પડયો, તે ધનુષ્ય સીતા બાલ્યાવસ્થામાં રમવાનો ઘોડો કરીને રમતા હતા. બાલ્યાવસ્થામાં આવી શકિત ધરાવનારા સીતાજીને તરૂણ વય કે જેમાં પુર્ણ શકિત હોય તે વખતે ક્ષુલ્લક રાવણ આવી અપાર શકિતવાળા સીતાજીને ઉંચકીને લઈ જઈ શકે કે કેમ ? આનો વિચાર કોઈ કરતું નથી. કારણ કે પરમાર્થમાં વિચારપુર્વક કોઈ માથું મારતા નથી અને તેથીજ તેમને પરમાર્થ પ્રાપ્ત થતો નથી.

આવી રીતે પરમાર્થનો અર્થ બ્રહ્મ નહીં જાણેલા પંડીતોએ ઉંધો કરી બધા લોકોના મગજમાં બેસાડી દીધો છે તેથીજ પરધર્મના લોકો હિંદુ ધર્મના ઉચ્ચ સિદ્ધાંતોની મશ્કરી કરી રહ્યા છે. કેળવાયલા લોકોને ધર્મ એટલે હમ્બગ (humbug) લાગવા માંડયું છે, એનું કારણ અનુભવ શુન્ય શાસ્ત્રીઓ અને મુર્ખ ગુરૂઓ છે. શાસ્ત્રો અધિકારીએજ વાંચવા જોઇએ અને બ્રાહ્મણના મુખથીજ સાંભળવા એમ કહ્યું છે તે ખોટું નથી. આજકાલ દરેક મનુષ્ય અમને શાસ્ત્ર વાંચવાનો પૂર્ણ અધિકાર છે એમ માનીને શાસ્ત્રમાં રહેલા રહસ્ય-જ્ઞાનનો ખોટો અર્થ સમજી લે છે અને વિપરીત ભાવનાઓ કરી બેસે છે. પણ આ બ્રહ્મજ્ઞાન કલ્પનાતીત છે; તે ગમે તેટલા બાહોશ તર્ક કરનારને પણ ગુંચવણમાં નાંખે છે.માટેજ શાસ્ત્રો બ્રાહ્મણના મુખથી સાંભળવા એવી આજ્ઞા કરવામાં આવી. બ્રાહ્મણ એટલે બ્રાહ્મણ શરીરમાંથી ઉત્પન્ન થયેલો અસ્થિ, માંસ, ત્વચાનો ગોળો નહિ પણ

जाणति ब्रह्म संपूर्ण । करिती ब्रह्म नीरुपण ।
तोचि जाणावा ब्राह्मण । ब्रह्मविद जो ॥

ઉપર અમે કહી ગયા છીએ કે ગુરૂ કરવા જોઇએ અને ગુરૂ કર્યા સિવાય મુક્તિ કદાપિ મળવાની નથી. '**मुक्तिर्मूलम् गुरुकृपा.**' શ્રી જ્ઞાનેશ્વરે પણ કહ્યું છે કે " **ब्रह्मज्ञान वीण न चूके यातायाती, न पावीजे मुक्ति गुरुवीण** ". પણ ગુરૂ કરતાં પહેલાં સાવચેત રહો કે,

**नव्हती ते संत करितां कवित्व । संताचेते आप्त नव्हती संत ॥ १ ॥**
**येथें नाहीं वेश सरती आडनावें । निवडे घावडाव व्हावा अंगीं ॥ २ ॥**
**नव्हती ते संत धरितां भोपळा । पांघरती वाकळ नव्हती संत ॥ ३ ॥**
**नव्हती ते संत करितां कीर्तन । सांगतां पुराणें नव्हती संत ॥ ४ ॥**
**नव्हती ते संत वेदाच्या पठणे । कर्म आचरणें नव्हती संत ॥ ५ ॥**
**नव्हती संत करितां तपतीर्थाटणें । सेविलीया वन नव्हती संत ॥ ६ ॥**
**नव्हती संत माळा मुद्राच्या भूषणे । भस्म उधळणे नव्हती संत ॥ ७ ॥**
**तुकाम्हणे नाहीं निरसिला संदेह । तोवरी अवघे संसारीक ॥ ८ ॥**

અને ગુરૂ પોતે બ્રહ્મ જાણેલા હોય. તેની ઓળખાણ એ છે કે તમને બ્રહ્મનો સાક્ષાત્કાર કરી આપે, એવા ગુરૂ કરવા જોઇએ.

सद् वस्तु दाखवी तोचि सद्गुरु ।

ગુરૂના લક્ષણો ગુરૂ ગીતામાં પણ નીચેના શ્લોકથી વર્ણવેલા છે અને તેવાજ લક્ષણોથી યુક્ત ગુરૂ હોય તો તેમના સદ્‌ગુરૂ કરી તેઓનું શરણ સત્વર સ્વીકારવું.

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ।
द्वंद्वातीतं गगन सदृशं तत्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

અર્થાત્ સતત બ્રહ્મનો આનંદજ લેતા હોય અને તેવા પરમસુખ, આનંદનું દાન કરતા હોય, કેવળ જ્ઞાનની મૂર્તિજ હોય, દ્વૈતભાવનાથી જે રહિત હોય, ગગન જેવા નિર્મળ, 'तत्वमासि' વગેરે વેદના મહાવાકયોનો અનુભવ ધરાવતા હોય અને તેવા લક્ષણોથી યુક્ત હોય, દ્વૈત ભાવથી રહિત હોય, શાશ્વત વસ્તુને જાણનાર હોય અને જે વિમળ શુદ્ધ સ્વરૂપ જ્ઞાનને જાણે છે, અચળ પદને પામેલા છે અને હંમેશા સાક્ષીરૂપે વર્તે છે, જે કોઈપણ જાતના ભાવથી તથા ત્રણ ગુણથી રહિત છે તેવા સદ્‌ગુરૂને હું નમસ્કાર કરૂં છું.

ઉપર વર્ણવેલા લક્ષણો જે મહાપુરૂષમાં હોય તેમનું શરણ મુમુક્ષુઓએ સત્વર સ્વીકારવું. આવા ગુરૂ મળે તોજ ગુરૂ કર્યા બરાબર છે નહિતો આત્મ સાક્ષાત્કાર વગરના કમિષ્ઠ ગુરૂ કર્યા હોય તોપણ તે નહિ કર્યા બરાબર છે. બ્રહ્મ અનુભવ વગરના ગુરૂ કર્યા હોય તોપણ તેને છોડીને બીજા ગુરૂ કરવામાં કાંઇ વાંધો નથી. યાજ્ઞવલ્કય પણ કમિષ્ઠ ગુરૂને ત્યાગી જ્ઞાની ગુરૂને શરણ ગયા હતા. બ્રહ્મ નહિ જાણેલા માણસ ગુરૂ થઈ શકતાજ નથી. શ્રી સમર્થ રામદાસ સ્વામીએ કહ્યું છે કે

ऐसे गुरु आडक्याचे तीन मिळाले तरी टाकावे ॥

એટલે આવા ગુરૂ એક પઈમાં ત્રણ મળતા હોય તોપણ તેનો ત્યાગ કરવો. બ્રહ્મ જાણેલોજ પુરૂષ બ્રાહ્મણ હોય છે. બ્રહ્મ નહિ જાણેલો કદાપી

બ્રાહ્મણ હોઈ શકતો નથી; અને આવા અબ્રાહ્મણને ગુરૂ કરવા નહિ એવી વેદાજ્ઞા છે. પ્રત્યેક માણસ જન્મથી શુદ્રજ હોય છે. '**जन्मना जायते शुद्रो संस्कारात् द्वीज उच्यते**'. માટે બ્રહ્મ જાણેલા બ્રાહ્મણને ગુરૂ કરવા. પછી તે ગમે તે જાતિના હોય તોપણ તે બ્રાહ્મણજ છે. એવમ્ ચોખા મેળા જે જાતના ઢેડ હતા તે પણ બ્રાહ્મણ કહેવાયા, ગોરા કુંભાર, કુંભાર જાતીના હતા પણ બ્રાહ્મણ કહેવાયા. વાલ્મીક કોળી હતા પણ ઋષી કહેવાયા, સજન કસાઇ હતા પણ બ્રાહ્મણ કહેવાયા. આવા બ્રાહ્મણ પાસેથીજ ગુરૂ-ઉપદેશ લેવાથી મનુષ્યને આજ દેહમાં પરમાનંદ પ્રાપ્તિ પ્રત્યક્ષ થાય છે. પરદેશીઓને પણ અમારી એવી સુચના છે કે જેમને વેદાંત ધર્મ જાણવો હોય તેમણે પ્રત્યક્ષ બ્રહ્મ અનુભવનારા વિજ્ઞાનીઓનેજ પુછવું. ફક્ત સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી વેદ અને શાસ્ત્રોનો તરજુમો કરવાથી અને શબ્દ જ્ઞાન થવાથી વેદાંત સમજાવાતો નથી. વેદશાસ્ત્રો મુખપાઠ કરનારા વેદીયાઓને પુછીને વેદાંતધર્મ વિષે નિશ્ચય કરવો નહિ. આવા લોકોએજ હિંદને આડે રસ્તે દોર્યો છે. આવા લોકોએ સમાજમાં અનેક તરેહની ખોટી ભાવનાઓ ઘુસાડી દીધી છે. જગતમાં કોઈ સૌથી વધારે જુઠું બોલતા હોય તો આ લોકોજ છે, કારણકે આ લોકોએ ઇશ્વરને કોઇ દિવસ જોયો નથી, જાણ્યો નથી, છતાં તેને પ્રત્યક્ષ જોયો અને જાણ્યો હોય એવાં મોટાં મોટાં બણગાં ફુકી રહ્યા છે. પોતે કાંઈ જાણતા નથી અને લોકોને કહે છે કે " સેવા કરો, તીર્થ કરો, દાન કરો, મર્યાદા પાળો, પ્રેમ કરો, ભકિત કરો, માળા ફેરવો, ગીતા વાંચો, પાઠશાળાઓમાં જાઓ, ષડ્દર્શન કરો, જપ કરો, વિશ્વાસ રાખો ". પરંતુ

જ્યાં લગી આત્મતત્ત્વ ચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
મનુષ્યદેહ તાહરો એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વુઠી.

શું થયું સ્નાન પુજાને સેવા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે, શું થયું વાળ લોચંન કીધે.

શું થયું તપ ને તીરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજલ પાન કીધે.

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણ્યે;
શું થયું ખટદર્શન સેવ્યા થકી, શું થયું વરણના ભેદ જાણ્યે.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રમ્હ ન જોયો;
ભણે નરસૈંયો કે તત્વદર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો.

ઉપલાં અનેક લફરાંઓ લોકોને તે લોકોએ લગાડયાં છે. આ લોકો પાસે મુખ્ય હથીઆર એ છે કે "તમારી પાસે શ્રદ્ધા નથી, વિશ્વાસ નથી, ભકિત નથી, ભાવ નથી માટે પરમાનંદ કેમ મળે?" એમ કહીને ભાવિક લોકોને આંજી રહ્યા છે. પણ એ ગુરૂઓજ વિશ્વાસ, શ્રદ્ધા, ભાવ, વગેરેનો અર્થ બિલકુલ સમજતા નથી, અને પદ્ધતિસર સમજાવવાનું કહેતા એક ડાળ પરથી બીજી ડાળ પર કૂદકા મારે છે. લોકો પણ ગુરૂ કરવા એમ સમજીને ગમે તેમ કરીને કોઇને પણ ગુરૂ સમજીને તેની સેવા ચાકરી કરી રહ્યા છે. તેવા ગુરૂઓ કોઈ સવા પાંચ આનાનો, કોઈ સવા રૂપીઆનો, કોઈ પાંચનો, કોઈ દશનો મંત્ર આપી પરમાર્થનું લીલામ કરી રહ્યા છે. ગુરૂ મંત્ર આપવો એજ ખરૂં દાન છે, અને તે તદ્દન મૂલ્ય લીધા સિવાય કરવું જોઇએ, નહિ તો તે દાન નથી. કહ્યું છે કેઃ--

द्रव्य घेऊन हरिला विकती । ते देती घेती नरका जाती ॥

કેટલાક સ્વાર્થી ગુરૂઓએ એવી ભાવના ઘુસાડી છે કે "ગુરૂમંત્ર ફોકટ લેવો નહિ. ગુરૂમંત્ર આપનાર ગુરૂને યથાશકિત ગુરૂ દક્ષણા આપવીજ જોઇએ. માટે ગુરૂને કાંઇપણ આપવુંજ જોઇએ. આ કેવળ સ્વાર્થી ગુરૂઓની સ્વાર્થજાળ છે. દક્ષણા એટલે દ્રવ્ય આપવું એવો અર્થ કયાં કહ્યો છે? એ લોકો દક્ષણાનો અર્થ સમજ્યા સિવાયની વાતો કરે છે. બ્રહ્મજ્ઞાની ગુરૂને પૂછવાથીજ દક્ષણાનો ખરો અર્થ સમજાય છે. ગુરૂ દક્ષણાનો અર્થ ગુરૂદાનનો બદલો આપવો એવો કરે છે. ગુરૂએ આપેલું દાન કે જે શિષ્યને સાક્ષાત્ બ્રહ્મપદેજ પોંચાડવાનું છે તે દાનનો ત્રૈલોક આપવાથી પણ બદલો વળી શકતો નથી. સો તેનો બદલો આપવા ગુરૂદાનની કીંમત આમ સહેજમાં કરવી તે કેવળ

હડહડતી મુર્ખાઈ છે, અને અણસમજુની વાતો છે. આજકાલ ગુરૂઓ પણ અનેક થઈ બેઠા છે. કોઇ કુળગુરૂ, કોઈ જાતિગુરૂ, કોઈ વિદ્યાગુરૂ, કોઈ મંત્રગુરૂ, કોઈ તંત્રગુરૂ આવા અનેક ગુરૂઓ હોય છે. આવી રીતે આ માયાની જાળ પ્રસારીને બેઠેલા ગુરૂઓ પાસેથી લોકો કાન ફુંકાવીને પોતાનો સ્વાર્થ ગુમાવે છે. ધર્મના નામે લોકોમાં અનેક જાતનો ભ્રમ પેસી ગયો છે, અને તેથી વિલક્ષણ અને પરસ્પર વિરોધી ક્રિયાઓ થતી જોવામાં આવે છે. કોઈ શ્વાસ રોકીને પ્રણવમંત્રનો ઉચ્ચાર કરે છે, કોઈ ગાયત્રીનો જપ કરે છે, કોઈ મૂર્તિપૂજા કરે છે, કોઈ આડા તેડા નમસ્કાર કરીને પોતાના કાન ખેંચીને પોતાના ગાલ ઉપર તમાચા મારે છે.

मुक्ति र्नास्ति जटा जूटे । न कशाये न मुंडणे ।
न भस्मनि न कंथायां ।न दण्डे न कमण्डला ॥

---

कुरुते गंगासागरगमनं व्रतपरिपालनमथवा दानम् ।
ज्ञान विहीने सर्वमनेन मुक्तिर्न भवति जन्मशतेन ॥

---

दादा या जनासी काय बा झाले ॥ ध्रु० ॥
शिला तांब्याचें बाहुलें केलें । पाट मांडुनी उंच बैसविलें ॥ १ ॥
अलंकारुनी वस्त्र गुंडाळीलें । त्यासी भलतेंच नांव ठेविलें ॥२ ॥
शुद्ध उदके करुनी भिजविलें । गंध पुष्प लावुनि झांकिले ॥ ३ ॥
धुप दावुनी दीप उजळिले ।हात दाखवुनियां चालविलें ॥ ४ ॥
मांगें पुढें करुनी भोवंडिलें। आडवे पडुनी दंडवत केले ॥ ५ ॥
आप आपणा नाहीं उमजले । एका जनार्दनी व्यर्थचि गेले॥६॥

કોઈ મહાકાલી વગેરે દેવીઓની પૂજા કરે છે, અનેક જણ અનેક નામોથી કોઇ "શિવ, શિવ," "કૃષ્ણ કૃષ્ણ," "રામ રામ" તો કોઇ "શ્રી કૃષ્ણ શરણમ્ મમ" તો કોઈ " શ્રી રામ જય રામ જય જય રામ" આવા અનેક મંત્રોનો જપ કરે છે. કોઈ પારાયણ કરે છે, અને કોઇ તો

તેર કોટી વખત રામ નામ લખે છે, અથવા લખાવે છે. આ પ્રમાણે અનેક ભિનઅનુભવનાં કર્મો કરે છે. જે રામનામનો આટલા કષ્ટથી જપ કરે છે, તે રામ વિષે બિલકુલ તેઓ જાણતા પણ નથી. કબીર કહી ગયા છે,

राम नाम सब कोई कहे, ठग ठाकूर और चोर ।
जीस नामसे प्रल्हाद, बिभीषण तर गये, ओ नाम कुछ और ॥

*　　*　　*

राम राम राम सकळहि म्हणती । कोणी न जाणती आत्माराम ॥
राम हा कालचा सुत दशरथाचा । अनंत युगाचा आत्माराम ॥
रामासी हा राम जरी ठाऊक असता । तरी कां शरण जाता वसिष्ठासी ॥
तुका म्हणे तुंचि अवघा राम होसी । वेगे शरण जासी सद्गुरुसी ॥

कबीर ए संसारको । समजावुं कंई बार ।
पुंछज पकडे भेंसको । उतरन चाहे पार ॥
सुमरन ऐसा कीजिये । खरे निशाने चोंट ॥
सुमरन ऐसा कीजिये । हले नही कंठ, जीभ होठ ॥

કોઇ તીર્થયાત્રા કરે છે, કોઇ મનમાં વાસનાનો ગાંસડો રાખીને ઉપરથી મૌન વ્રત ધારણ કરે છે. કોઇ શનિ, શુક્ર, ઇત્યાદિ ગ્રહોની પુજા કરે છે. કોઈ મર્યાદા ધર્મ પાળે છે. કોઇ અભંગ ઇત્યાદિ વાંચીને પાઠ કરે છે, કોઈ ઉપવાસ આદિ અનેક વ્રતો કરે છે, કોઈ અનુભવનું શબ્દજ્ઞાન પાઠ-શાળાઓમાં જઇને સાંભળે છે.

યદ્યપિ કથે જીવ બ્રહ્મ જ્ઞાન, મનમાં તો જ્ઞાનીનું માન;
કહે અખો હરિની નહિ મયા, સાંભળીને સ્હામા શઠ થયાં.
ઓછું પાત્ર ને અદકું ભણ્યો, વઢકણી વહુએ દિકરો જણ્યો;
મર્કટ ને વળી મદિરા પીએ, અખા એથી સૌ કોઇ બ્હીએ.
જાણ થાય બહુ વિદ્યા વડે, તેમ તેમ આવરણ અદકાં ચઢે;
નિત્ય ધોતાં પટ રાતું થાય, પાણીનું પડ ચઢતું જાય.

દોષ દૃષ્ટિ ને દુરમત વધી, વંઠયું દુધ થયું નહિ દધી;
કેટલાકને જુદ્ધ કથાનું જોર, અખા સિદ્ધાંત ન સમજે કરે બકોર.

**સુકુ જ્ઞાન ને વ્યંડળ મુછ, કરપી ધન કુતરનું પુછ;**
**એ ચારેથી અર્થ ન થાય, સ્હામું એબ ઉઘાડે કાય.**

કોઇ નાહીને શરીર લુછતાં લુછતાં ભગવદ્‌ગીતાનો પંદરમો અધ્યાય બબડી જવામાંજ પુણ્ય સમજે છે. સંત તુકારામનું વાકય સત્ય છે કે,

अर्थ लोपला पुराणीं, नाश केला शब्दज्ञाने ।
विपयलोभी हे जन, साधन बुडविले ॥

કોઈ હરિદાસની કથાથી સંતોષ માને છે.

पंडितसे तीस कोस, हरिदाससे बीस ।
भक्तनके हृदय बसे, संतनके चरण शीश ॥

કોઇ સપ્તાહ કરાવે છે, પણ સાત દિવસમાં ભાગવતનું કે કોઇપણ ગ્રંથનું પારાયણ કોઈ બ્રાહ્મણ શરીર ધરાવનારો માણસ વાંચી જાય તેથી શું પુણ્ય થતું હશે તે તો ભગવાનજ જાણે. કોઈ હઠયોગ, કોઈ મુદ્રા, કોઈ સિદ્ધિઓ અને ચમત્કાર પ્રાપ્ત કરવા મથે છે. આવું બધું થવાનું કારણ શું ? કારણ એજ કે લોકો વગર સમજેલા ગુરૂઓની પાછળ પડવાથી ખરો માર્ગ મેળવી શકયા નથી. લોભી ગુરૂઓએ અજ્ઞ લાલચુ ચેલાઓને આવું કરવાથીજ પુણ્ય મળે છે એમ ઠસાવી દીધું છે. તેનુંજ આ પરિણામ છે. પણ આમ કરવાથી પરમાનંદ પ્રાપ્ત થતો નથી.

न योगेन न सांख्येन, कर्मणा नो न विद्यया ।
ब्रह्मात्मकत्वबोधेन, मोक्षः सिध्यति नान्यथा ॥

અર્થાત કર્મના કે યોગના માર્ગથી તે પરમ સુખ મળવાનું નથી.

જે લોકો તીર્થયાત્રા કરે છે તે લોકો તીર્થે જવાની રૂઢી શા માટે પડી તે પણ સમજતા નથી. તીર્થોમાં બ્રહ્મવેત્તાઓ પધારતા હતા અને ત્યાં જ્ઞાનચર્ચા કરતા હતા જેમાંથી સામાન્ય લોકોને બ્રહ્મબોધ મળે એ માટે

તીર્થે જવાની પદ્ધતિ પડી. કેટલાક તીર્થો તો જ્ઞાની રહેતાં હોય ત્યાં તેમના દર્શન લઇ તેમની પાસેથી બ્રહ્મબોધ મળે એટલા માટે નીકળ્યા.

तीर्थे तीर्थे निर्मलं ब्रह्मवृंदं । वृंदे वृंदे तत्वाचिंतानुवादः ॥
वादे वादे जायते तत्वबोधः । बोधे बोधे भासते चंद्रचूडः ॥

આ શ્લોકનો અર્થ એવો છે કે જ્યાં બ્રહ્મજ્ઞાની હોય ત્યાં જઇ બ્રહ્મબોધ લઈ પરમાનંદ મેળવવો. આ મુળવાત છોડીને લોકો સ્નાન તથા દર્શનમાંજ પુણ્ય સમજી રહ્યાં છે પરંતુ ભગવદ્ગીતામાંજ શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે "આખી પૃથ્વીમાં જેટલાં તીર્થો છે તે કોટિ વખત કરે તોપણ કિંચિત બ્રહ્મજ્ઞાનની પણ બરાબરી કરી શકે નહિ.

पृथ्व्यां यानि तीर्थानि, स्नानदानेषु यत्फलम् ।
तत्फलं कोटिगुणितं, ब्रह्मज्ञानसमोपमम् ॥

આ વિષે કબીરજીએ કહ્યું છે કે,

ज्हां देखे व्हां पाणी फतरा, घर घर दैवत कानोमें मंत्रा ॥

વળી કહ્યું છે કે,

तीरथ कोण करे हमारो, भटकत कोण फीरे ॥
निर्जीव दगडाची काय करिशिल सेवा ।
ते तुज निर्दैवा देईल काय ॥ १ ॥
कोण्या गुणें भूली पडली गव्हारां ।
तीर्थाच्या माहेरा नोळखीसी ॥ २ ॥
अष्टोत्तरसें तीर्थें जयाचे चरणी ।
ते तुझ्या हृदयभुवनीं आत्माराम ॥ ३ ॥
देहीं देव असतां जासी आना तीर्था ।
चुकलासी आतां म्हणे ज्ञानदेव ॥ ४ ॥

કેટલાક લોકો મંદિરમાં દેવની પુજા કરે છે અને તેના દર્શન કરવાથી પોતાને પરમાર્થી સમજે છે, પરંતુ આ દર્શનની પદ્ધતિ કેમ નીકળી, અને

તે દર્શનમાં શું ભાવાર્થ છે તે કોઈ સમજતું નથી. દેહરૂપી મંદિરમાં આવી મૂર્તિના લક્ષણોવાળા ભગવાન પ્રત્યેકના અંતરમાં છે, તે સમજાવવા માટેજ મંદિરના દર્શનની પદ્ધતિ નીકળી છે.

॥ देह हा देऊळ आत्मा पंढरीराव ॥ ( तुकाराम )

धन्य धन्य गुरूराव, माझा देहीं दाविला देव ।

देहाचा देऊळ केला, आत्मलिंग आत स्थापिला ( मुक्ताबाई )

देहो देवालयो प्रोक्तो देही देवो निरंजनः ।

अर्चितः सर्वभावेन स्वानुभूत्या विराजते ॥ ( शंकराचार्य )

આમ સમજ્યા વગર લોકો મંદિરના દર્શન કરવાજ દોડા દોડ કરી રહ્યાં છે. કેટલાક લોકો "પ્રેમભક્તિ, પ્રેમભક્તિ" કરી રહ્યા છે. પરંતુ જે પરમાત્માને જોયા નથી, જાણ્યા નથી, તે પરમાત્મા પર પ્રેમ કેવી રીતે કરવો ? પ્રેમ, પ્રેમ બોલીને ગાંડા જેવા હાવભાવ કરવા અને પોતે ફસીને બીજાને ફસાવવા આમાંજ તેઓ પરમાર્થ સમજી રહ્યા છે.

કેટલાક લોકો માનસપુજા કરે છે, તેમાંજ પરમાર્થ સમજે છે. પણ "દેવ તો કલ્પનાતીત છે, નિરાકાર છે" તો આકારવાળી મુર્તિ મનમાં કલ્પવાથી પરમાનંદ કદી પણ મળતો નથી. જ્ઞાનીઓએ કહ્યું છે કેઃ—

कल्पनेचे देव कल्पांती नासती । मनीं कल्पिलें ते तो नव्हे ॥

કેટલાક લોકો વારી કરવી એટલે પંઢરપૂર વગેરે ક્ષેત્રોમાં જવું તેમાં પુણ્ય સમજે છે. પરંતુ તુકારામ મહારાજે ગાયું છે,

देह तो पंढरी प्रेम पुंडलीक, स्वभाव सन्मुख चंद्रभागा ।

विवेकाची वीट आत्मा पंढरीराव, जेथे तेथे भाव ठसावला ॥

વળી પણ કહ્યું છે કે,

न लागती सायास जावे वनांतरा । सुखे येतो घरीं नारायण ॥

ठायींच बैसोनि करा एक चित्त । आवडी अनंत आळवावा ॥

આટલા બધા વિવેચનથી ઉપર જે લખ્યું તે સર્વ કરવામાં કાંઇ પરમાર્થ નથી તે વાત સિધ્ધ થાય છે. છતાં આ ઉપર લખેલી સર્વ

ક્રિયાઓ કરવી કે નહિ અથવા આ રૂઢીઓ શા માટે પ્રચલીત થઈ એવો પ્રશ્ન નિર્માણ થાય છે. એનો ઉતર એ છે કે, ખરૂં જોતાં તો "**मूर्खस्य प्रतिमा पूजा**" એટલે અજ્ઞ લોકોમાં ધર્મની ભાવના સતેજ રાખવા માટેજ પ્રતિમા પુજા વગેરેની રૂઢી જ્ઞાનીઓએ કહાડી. તીર્થયાત્રાની રૂઢી પણ ઉપર કહી ગયા તે પ્રમાણે જ્ઞાનીઓ જ્યાં હોય ત્યાં જઈ તેઓ પાસેથી બ્રહ્મજ્ઞાન શીખવા માટે નીકળી. કેટલાક સાધનરૂપી કર્મો પણ ચિત્તની શુધ્ધિ માટે ઉપસ્થિત કરવામાં આવ્યાં છે, પરંતુ તે કર્મોથીજ વસ્તુ ( બ્રહ્મ ) પ્રાપ્તિ થતી નથી.

चित्तस्य शुद्धये कर्मो, न तु वस्तु प्रलब्धये ।
वस्तुसिद्धिर्विचारेण, न किंचित् कर्मकोटिभिः ॥

વળી ઉપરોક્ત સર્વ કર્મો પ્રતિમાપૂજા, ધ્યાનધારણા તથા તીર્થયાત્રા વિષે એકજ શ્લોકમાં સ્પષ્ટ વર્ણન કરેલું છે.

ऊत्तमा सहजावस्था, मध्यमा ध्यान धारणा ।
अधमा प्रतिमापूजा, तीर्थयात्राऽधमाधमा ॥

અખા ભગતે વળી કહ્યું છે કે,

એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પુજે દેવ;
પાણી દેખી કરે સ્નાન, તુળશી દેખી તોડે પાન.

જેઓ બિલકુલ ભક્તિનું નામ પણ જાણતા નથી, અને ભક્તિ કરનારાઓની ચેષ્ટાજ કરે છે તેઓ કેવળ પશુ સમાનજ છે, માટે શાસ્ત્રોએ તો તેમનો અવ્હેરજ કર્યો છે, અને તેમના વિષે કશું લખ્યુંજ નથી. તેઓ તો આહાર, નિદ્રા , મૈથુનમાંજ પોતાનું સર્વસ્વ સમજે છે. તેમને ચાર ઘડીનું ચાંદરણું ભોગવી લેવાનું છે. જ્યાં સુધી મનુષ્ય દેહ છે ત્યાંસુધી થોડું કુદી લેવાનું છે પછી મનુષ્ય દેહ છુટતાં જેવા દેહથી વધારે આહાર, નિદ્રા, મૈથુન વગેરે થઈ શકે એવાં ચારપગ અને એક પુછડાવાળા દેહ મળવાના છે.

પોતાને કેળવાયલા સમજનારા કેટલાક લોકો, જેઓ ભકિતનું નામ પણ જાણતા નથી, ઇશ્વરનું અસ્તિત્વ પણ માનતા નથી અને પરમાર્થનો એકડો પણ જાણતા નથી, તેઓ તીર્થયાત્રા, વ્રતદાન, દેવતાર્ચન

ઉપાસના, નમસ્કાર, ઈત્યાદિને જોઈ હસે છે. "આ બધું મિથ્યા (humbug) છે" એમ કહીને તેના ઉપર મોટી મોટી ટીકાઓ કરીને અને લાંબા લાંબા લેખ લખીને "આ સર્વ જુઠું છે" એમ કહેવામાંજ ધન્યતા માને છે. આવા લોકો ને અમારો એક પ્રશ્ન છે કે "આ બધા લોકોનો પરમાર્થ "હમ્બગ" (humbug) છે તો તમારો ડહાપણ ભરેલો પરમાર્થ કયો છે ? તે તમે કેટલો કર્યો અને તેમાંથી તમે શું મેળવ્યું ?" તે થોડું જાહેર તો કરો. આવા મનુષ્યોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે પોતે કાંઈ સમજ્યા નથી અને પોતાને હજુ ઘણું શીખવાનું બાકી છે. કારણ આ બધું ખોટું છે એમ કહેવાથીજ કૃતકૃત્ય થવાતું નથી. ઉલટા પોતે કર્તવ્યથી વિમુખ રહી બીજા જેઓ પોતાનું કર્તવ્ય કરે છે તેમની નીંદા કરે છે. આ વર્તણુક તેઓ જેની ટીકા કરે છે તેઓના કરતાં ઘણી ભુલ ભરેલી છે. ખંડન કરવાથીજ કાંઈ કૃતકૃત્ય થવાતું નથી. ખંડન કરનારાએ તો ઉપર કહેલી ક્રિયાઓનો ગુહ્યાર્થ શું છે તે સંપુર્ણતઃ જાણવો જોઇએ, અને મંડનાત્મક સુચનાઓ જાહેર કરવી જોઈએ. કેટલાક લોકોને એવો અનુભવ છે કે બીજાનું ખંડન કરે અને પોતે તેજ કરે. આવા લોકોને શાથી દેવ મળે છે, શું કરવાથી પરમાર્થ મળે છે, તેનો એકડો પણ ખબર નથી.

अक्कल सांगे लोकाला, शेंबुड आपुले नाकाला।

આવી સ્થિતિ આ "હમ્બગ" કહેનારાઓની છે. અમે અત્યારસુધી જે અનેક કર્મોની પાછળ ટીકા કરી છે એનો અર્થ એવો નથી કે તે કરવાંજ નહિ, અને તેનું ખંડન કરવાનો અમારો હેતુ નથી, પરંતુ તેનું મુળ બ્રહ્મજ્ઞાની ગુરૂ પાસેથી સમજીને ઉચ્ચ પાયરીએ ચઢાવવાનું છે. અમે આ લેખમાં કહી ગયા છીએ કે ઉપર કહેલા બધા કર્મોની રૂઢી ઋષીમુનીઓએ ધાર્મીક રૂપે દાખલ કરી છે, અને તેમાં ઘણો ગુહ્યાર્થ સમાયલો છે. તે સમજીને કરવાથી પરમાનંદ મળે છે અને "હમ્બગ" કહી ધર્મને ડુબાવનારની અક્કલ ઠેકાણે લાવી શકાય છે. બ્રહ્મજ્ઞાની ગુરૂના આશ્રયથી આ સર્વ કર્મો—જેવા કે મુર્તિપુજા, તિલક, ઘીનો દીવો, આરતી, ઈત્યાદિ શા માટે કરવાં, મંત્રો શામાટે બોલવા, વગેરે—

નો અર્થ તેમાં રહેલા જ્ઞાન સાથે સમજાશે. હમણાં સમજયા વગર આવાં કર્મો કરનારને કહેવાતા સુધરેલા લોકો પુછે છે કે " મુર્તિની પુજા શા માટે કરોછો ? " તો તેના જવાબમાં કાંઇપણ એક જીવ વગરની દલીલ મુકી દે છે. આખા જગતમાં મુર્તિ ઉપાસના નજીવી દલીલ માટે ઉભી હોય એ વાત મનાય તેવી નથી. અનુભવની વાત કોઈ બોલતા નથી. " ઘીનો દીવો ભગવાન પાસે શા માટે કરવો ? ( ભગવાનને દેખાતું નથી તેથી ! ) આરતી શા માટે કરવી ? ભગવાનપાસે સ્ત્રી શું કામ ઉભી હોય ! ભગવાન કાંઈ સાહેબલોક હતા ! " આવા કુત્સિત પ્રશ્નો લોકો કરે તોપણ એ બિચારાઓથી કાંઇ જવાબ આપી શકાતો નથી. બધાએ ધ્યાનમાં રાખવું જોઇએ કે હિંદુ ધર્મમાં જે રૂઢીઓ પ્રચલિત થઇ છે તેમાં એક ગુહ્ય કારણ સમાયલું છે, અને તે બ્રહ્મજ્ઞાની ગુરૂ અને તેના શિષ્યોજ જાણે છે. અમે ભારપૂર્વક કહીએ છીએ કે હમણાં નવવિધા ભક્તિ લોકો કરે છે તે કરતાં પણ વધારે કરવી, અને અમારા સંપ્રદાયમાં પણ આજ રૂઢી પ્રચલીત છે. આ રૂઢીઓ સમાજમાં ઋષીઓએ શા માટે દાખલ કરી છે અને શામાટે પાળવી તેનો યથાયોગ્ય અને અનુભવયુક્ત જવાબ આપીએ છીએ, તે સાંભળનારા પણ ચકિત થઇ જાય છે.

હમણાં વૈષ્ણવો વગેરે સાંપ્રદાયોમાં ચાલેલી ભક્તિની પુષ્કળ લોકો નિંદા કરે છે, પણ હમારો મત એવો છે કે એ ભકિત ઘણી શ્રેષ્ઠ છે અને તેના દાખલ કરનારા ઉત્તમ જ્ઞાનીઓ હતા. આવી ભકિતની પરમાર્થમાં ઘણી જરૂર છે પણ તે આત્મજ્ઞાની અને બ્રહ્મ સાક્ષાત્કાર કરાવી આપનારા ગુરૂની કરવી જોઇએ. અજ્ઞાની ગુરૂની કરવી નહિ. અજ્ઞાની ગુરૂ તે ગુરૂજ નથી. એવા એક ગુરૂ કરીને પોતાને કોઈ કૃતકૃત્ય માનતો હોય તો તેની દ્રષ્ટએ ખેડુત તેના બે ગુરૂઓ (ઢોર)થી કેટલો વધારે કૃતકૃત્ય છે ? ખેડુતના ગુરૂઓ તો તે બિચારાનો નિર્વાહ ચલાવી સંકટ દુર કરે પણ અજ્ઞાની ગુરૂ " ધન હરે, ધોકો ન હરે ".

હાલમાં વર્તમાનપત્રોમાં તથા અન્ય ઠેકાણે દ્વૈત અને અદ્વૈત, શુદ્ધાદ્વૈત અને દ્વૈતાદ્વૈતનો વાદવિવાદ ચાલી રહ્યો છે. દ્વૈતવાળાઓને દ્વૈતનો અનુભવ નથી અને અદ્વૈતવાળાઓને અદ્વૈતનો અનુભવ નથી.

કાંઈપણ અનુભવ જાણ્યા સિવાય "વાદવિવાદ કરીએ, શાસ્ત્રાર્થ કરીએ" એમ બોલીને પરસ્પર દ્વેષ કરવા તત્પર થઇ જાય છે. પરંતુ આ લોકોને ખબર નથી કે પરમાર્થ કાંઇ વાદવિવાદ માટે સ્થાપિત થયો નથી, પણ અનુભવથી આનંદ પ્રાપ્ત કરવા માટે થયો છે. અને તે પરમાનંદ વાદ-વિવાદ કરવાથી એક કણ જેટલો પણ મળવાનો નથી આ વાત નિઃસંશય છે. વાદવિવાદમાંજ જો પરમાર્થ પ્રાપ્તી હોત તો ગુરૂ કરવા વગેરે સાંપ્રદાય નીકળતજ નહી. માટે બ્રહ્મજ્ઞાની ગુરૂને શરણે જવાથી દ્વૈત અને અદ્વૈત બન્નેનો અનુભવ આવે છે. અનુભવહીન દ્વૈતી અને અદ્વૈતી વાદવિવાદ તો શેનો કરવાના? એ લોકોને અનુભવતો નામમાત્ર પણ નથી અને ભગવાનને કેમ મેળવવા તે જાણુતા નથી. તેઓ ભગવાનને જાણુતા નથી અને તેમણે ભગવાનને જોયા પણ નથી. શાસ્ત્રો કાંઇ વાદવિવાદ માટે લખાયા નથી. શુદ્ધ બ્રહ્મજ્ઞાની ગુરૂબોધિત પરમાર્થનો અનુભવ લેનાર સાધકને માટે સર્વ શાસ્ત્રો લખાયા છે. અનુભવી ગુરૂ નહી મળ્યા હોય તેમને એક પણ શાસ્ત્ર કે પુરાણ વાંચવાનો અધિકાર નથી; કારણ કે આ સર્વ અનુભવરૂપ છે. જાણ્યા સિવાય લોકો શાસ્ત્રો અને પુરાણો વાંચીને અજ્ઞ લોકોના મસ્તકોમાં વિકલ્પ પેસાડીને આડે રસ્તે દોરવી રહ્યા છે.

જયાં સુધી મનુષ્ય પરમાર્થ પંથે લાગ્યો નથી, જેને ખરો પરમાર્થ મેળવી આપનાર સદ્દગુરૂ મળ્યા નથી ત્યાંસુધી તેણે બધાં કર્મો ચિત્ત શુદ્ધ તથા ધર્મ ભાવના જાગૃત રાખવા માટે કરવાના છે. બાકી પરતત્વ અનુભવ્યા સિવાય ચાર વેદ અને સકળ શાસ્ત્રો મુખપાઠ હોય અને ગમે તેવો કર્મિષ્ટ હોય તોપણ તેની મહેનત બધી વ્યર્થ છે અને આ મનુષ્ય દેહ હોય ત્યાં સુધીમાં બ્રહ્મજ્ઞાની ગુરૂના શરણ જઈ જ્ઞાન સંપાદન ન કરી શકે તો લક્ષચોર્યાશીના ફેરામાં જરૂર તે પણ કેવળ મુર્ખના જેમજ પડશે.

नानाशास्त्रं पठेल्लोको नाना दवत पूजनम् ।
आत्मज्ञानं विना पार्थ सर्व कर्म निरर्थकम् ॥

ભગવદ્દગીતા.

ज्ञान वीरहीत जे जे केले । ते ते जन्मासि मूळ झाले ॥

આત્મજ્ઞાનની કીંમત જેઓ જ્ઞાનના પંથપર ચઢયા હોય તેમનેજ માલમ હોય છે. બીજાઓ પોતાના કર્મના અભિમાનમાંજ હોય છે. ચોવીસ કલાક કર્મોના ખટાટોપમાં પડનારા માણસો જે આત્મજ્ઞાની હોય તેમના દાસના પણ દાસ થવાની યોગ્યતા ધરાવતા નથી.

यस्य कस्यच वर्णस्य ज्ञानं देहे प्रतिष्ठितम् ।
तस्य दासस्य दासोऽहं भवेत् जन्मनि जन्मनि ॥

માટે આત્મજ્ઞાની ગુરૂને શરણ જઈ તેમનો ઉપદેશ લેવો એજ ઉત્તમ કર્તવ્ય છે. પછી સદ્ગુરૂ પરમાનંદ પ્રાપ્તિનો જે રસ્તો દેખાડે તે રસ્તે ગુહ્ય જ્ઞાનમાં પ્રવેશ કરવો. આ બધા અનુભવના માર્ગ બિચારા જ્ઞાનહીન પરમાર્થની દુકાન ચલાવનારા શું જાણે? આ બિચારાઓને વેદોમાં રહેલા ગુપ્ત ભંડારની ખબર પણ નથી, જેમણે પરમાનંદની વાતો પણ સાંભળી નથી તે બિચારા અનુભવરૂપ બ્રહ્મજ્ઞાનના વિષમ (foreign) વિષયો વિષે આફ્રિકાના જંગલી જેટલાજ અજાણ્યા છે. આવાઓને વેદાંતનો મથિતાર્થ પુછવો તે આફ્રિકાના જંગલી લોકોને પશ્ચિમના આધુનિક સુધારા (વાયરલેસ રેડીઓ વગેરે)ની શોધના વર્તમાન પુછવા જેવું છે. બિચારાઓ બાપે મેળવેલી ગાદીપર માના ખોળામાંથી નીકળ્યા કે જ્ઞાન વિષે કાંઇપણ જાણ્યા કે સમજ્યા સિવાય ગુરૂ થઈ બેસી ગયા. બ્રહ્મજ્ઞાનીઓનું સખોલપણું, બ્રહ્મજ્ઞાનીઓનું ઇંદ્રિય દમન, બ્રહ્મજ્ઞાનીઓનો મનોનિગ્રહ, બ્રહ્મજ્ઞાનીઓનો અનુભવ, બ્રહ્મજ્ઞાનીઓનો વૈરાગ્ય ( જગત્ મિથ્યા ) નિવૃત્તિપદ વગેરે વિષે એ બિચારા શું જાણે? સગુણ ઈશ્વર એટલે શું તે પણ તેઓ જાણી શકતા નથી અને જે કેવળ જડ પથ્થર છે તેને સગુણ ઇશ્વર કહે છે.

सचेतन तुळशी तोडिती । अचतना मस्तकीं वाहती ।
तेथे देव कैचा रे । भ्रांति पडली नेणा ॥
देहबुद्धि पोखितां जाण । मूळीं जड झाला आपण ।
कल्पिलें देवही संपूर्ण । जडरूपची ॥
धातु पाषाण गोटे । देव केले थोर धाकुटे ।
अर्चन करिती गोमटें । फल मूल जीवनें ॥ ( हंसराज स्वामी )

मखरा लावुनी बेगड । आंत मांडोनी दगड ॥ १ ॥
हातीं घेऊनीयां टाळ । घाली वाचेचा गोंधळ ॥ २ ॥
काय केलें रांड पोरा । वर्मे चुकलासी गव्हारा ॥ ३ ॥
तुका म्हणे खोटें । तुझे कपाळ करंटे ॥ ४ ॥

જે લોકો દેહબુદ્ધિના યોગે પોતે જડ થઇ બેઠા છે, તે લોકો દેવને પણ સંપુર્ણ જડજ સમજે છે. ધાતુ પાષાણુના ટુકડાઓના નાના મોટા અનેક દેવ બનાવે છે. અને પાણી, પત્ર, પુષ્પ અને ફળથી તેમનું અર્ચન કરે છે. સચેતન તુળશી તોડે છે અને અચેતન (પથ્થરના દેવ )ના મસ્તક-પર મુકે છે; ત્યાં દેવ શાના? એ તો કેવળ આ જડ લોકોની ભ્રાંતિ છે. ગુરૂ થવું સહેલું નથી. ગુરૂ પોતે બ્રહ્મજ્ઞાની ન હોય તો શિષ્યને શું બ્રહ્મજ્ઞાન આપવાના હતા? પોતાના કંઠમાં તો જડતા અને દેહની અહંતારૂપી પત્થરો બાંધેલા છે, તે પોતે કેવી રીતે તરવાના હતા અને બીજાને તારવાના હતા? અખા ભગતે ગુરૂ વિષે એક સુંદર પદ બનાવ્યું છે. તે પદનો થોડો ભાગ લોકોને ગુરૂ કરવા વિષે સમજ પડે તેથી ટાંકીએ છીએ.

ગુરૂ થઈ બેઠો હોંશે કરી, કંઠે પ્હાણુ શકે કેમ તરી;
જેમ નાર ન્હાનડી હવું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્‌ભુત.
શિષ્યના ભારે ભારે રહ્યો, અખા એમ મૂલગેથો ગયો;
પોતે હરિ નહિ જાણ્યા લેશ, કાઢી બેઠો ગુરૂનો વેશ.
તું તારૂં સમજીને બેસ, કાં ચોળે દિલ પ્યારી મેસ;
જો તુંબડું માંહેથી તરે, તો તારે ને પોતે તરે.
પ્રાપ્ત રામ કહે તે ગુરૂ, બીજા ગુરૂ તે લાગ્યાં વરૂ;
ધન હરે ધોકો નહિ હરે, સંબંધ સંસારી સાચો કરે.
અખા શું સમજ્યો ગુરૂ કરી, સચરાચર દીઠા નહિ હરિ;
ગુરૂજ અખા નવ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ.
આતમ સમજ્યો તે નર જતિ, શું થયું ધોળાં ભગવાં વતી;

ઓડે, તોડે, જોડે વાળ, એ તો સર્વ ઉપલો જંજાળ.
સાચો ગુરૂ જાણીને જક્ત, કનક કામની નોહે આસકત;
બીજા સઘળા આળ પંપાળ, ધનને અર્થે માંડે જાળ.
તેથી કહો તે શું નીપજે, અખા અંતર માયાને ભજે;
ગુરૂ શિષ્યની ત્યાં એવી વાત, શુદ્ધ પારસને સઘળી ધાત.
શુદ્ધ પારસને જે જે અડે, તે તે કંચન થઇ નીવડે;
તે આદર કેનો નવ કરે, સહેજ ઐશ્વર્ય અખા તે ધરે.
વ્યાસ વેશ્યાની એકજ પેર, વિદ્યા બેઠી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કહે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે.
જ્યાં જોઇએ ત્યાં કૂડેકૂડ, સ્હામે સ્હામાં બેઠાં ઘૂડ;
કોઈ આવી વાત સરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે.
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમો આવા ડાહ્યા કયાંથી થયાં;
અખા મ્હોટાની તો એવી જાણ, મુકી હીરો ઉપાડયો પહાણ.
અખા ગુરૂ શું મુકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરૂ કુંભાર;
અંગ આળસ ને તપસી થયો, ઘર મેલીને વનમાં ગયો.
સ્વામી થઇને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ;
ગુરૂ થઇ મુરખ જગમાં ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે.

માટે મુમુક્ષુઓએ આવા ગુરૂઓથી સાવધ રહીને એમના ફંદામાં ફસાવું નહિ. કેટલાક લોકોનો એવો મત છે કે ગુરૂનો એક વખત ઉપદેશ લીધો પછી તે ગમે તેવો ગુરૂ હોય તોપણ તેને છોડવો નહી. પરંતુ શ્રી સમર્થ રામદાસે કહ્યું છે કે, “ જે ગુરૂ વિમલ, શુદ્ધ સ્વરૂપ જ્ઞાન આપી શકે નહિ, તેવા ગુરૂઓ એક સોપારીમાં ત્રણ મળતા હોય તોપણ તેમનો ત્યાગ કરવો, અને જ્યાંસુધી સાક્ષાત્કાર કરાવી આપનાર ગુરૂ મળ્યા નથી ત્યાંસુધી ગુરૂ કર્યાજ નથી એમ ગણવું.” જ્ઞાનહીન ગુરૂ તે ગુરૂજ નહિ માટે જ્ઞાનહીન ગુરૂને છોડીને જ્ઞાની ગુરૂને શરણ જવામાં અતિ કલ્યાણ છે. આત્મસાક્ષાત્કાર

રૂપી પરમાનંદ પ્રાપ્તિમાંજ ખરો પરમાર્થ છે અને તે મેળવી આપનારાજ ખરા ગુરૂ છે. કેટલાક ગુરૂઓનું એવું કહેવું છે કે, "હમારામાં શકિત અથવા સામર્થ્ય નહિ હોય તોપણ હમે જે દેવોની પુજા કરાવીએછીએ તે તો સામર્થ્યવાળા છે, માટે હમને ન ભજતાં હો તોપણ તે ( ઠાકોરજી ) ને ભજો." પણ ગુરૂ સિવાય દેવ કયાં મળવાના છે ? ગુરૂના જ્ઞાનથીજ દેવની પ્રાપ્તિ થવાની છે, અને ગુરૂજ દેવને જાણુતો નહિ હોય તો પછી તે ગુરૂ શાનો અને તેની મારફત દેવ મળવાનો શાનો ?

देव गुरुपाशी आहे । वारंवार सांगु काय ॥
तुकाम्हणे गुरुभजनीं । देव भेटे जनी वनीं ॥

વળી આવા ગુરૂઓ મોક્ષ એટલે શું અને તે કેમ પ્રાપ્ત થાય તે પણ જાણુતા નથી; અને મોક્ષ એટલે કાંઇ બહુજ કષ્ટથી અને અનેક જન્મોના પુણ્યોથી મળનારી વસ્તુ હોય એમ માને છે તેથી તેઓનો ભાવ એવો હોય છે કે "એકજ જન્મમાં કાંઇ મુકિત મળવાની છે?" એમ બોલીને તેઓ પોતાનું અજ્ઞાન પ્રગટ કરે છે. અનેક વાકયો એવાં છે કે જે એમ સિદ્ધ કરે છે કે મોક્ષ આ જન્મમાંજ મેળવી શકાય છે.

आपणा सारिखा करिती तात्काळ । नाहीं काळ वेळ तयालागीं ॥
हाच देही हाच डोळा । पाहवा मुक्तीचा सोहळा ॥
ज्याक्षणी अनुग्रह केला । त्याच क्षणी मोक्ष झाला ॥
बंधन काही आत्म्याला । बोलुंच नये ॥
ब्रम्हात्मकत्व बोधेन मोक्षःसिध्यति नान्यथा ॥
जयास वाटे देव पहावा तेणें सत्संग धरावा ।
सत्संगाविण देवाधिदेवा पाविजेत नाहीं ॥
देव पाहायासि गेलो देवच होऊनि ठेलो ॥

"નર કરણી કરે તો નરકા નારાયણ હોય." આવા અનેક. વાકયો છે કે જે સિદ્ધ કરે છે કે મોક્ષ આ જન્મમાંજ મળે છે. વેદાંતનો વાદજ છે કે સદ્ય પ્રચીતિ તત્કાળ અનુભવ "खलु इदं ब्रह्म". સત્સંગના

મહિમાની વાત અજ્ઞાનીઓ બીલકુલ જાણુતા નથી. સત્સંગ એટલે જે શાશ્વત્ વસ્તુ જગતમાં અસ્તિરૂપે છે તેનો સંગ ધરવો, એટલે તેને ઓળખવું, આવો અર્થ થાય છે. જ્ઞાનનું ઐશ્વર્ય જ્ઞાનીજ જાણે છે માટે પરમાનંદ મેળવવા માટે પૂર્ણ જ્ઞાનીજ ગુરૂ હોવા જોઇએ. કેટલાકો એમ કહે છે કે " હમણાં કળિયુગમાં આવા બ્રહ્મજ્ઞાની ગુરૂઓ મળતાજ નથી માટે જે મળે તેમને ભજો," એમ કહી આ અમૂલ્ય નરદેહ ગુમાવે છે અને આવુંજ કહીને આ થઈ બેઠેલા ગુરૂઓ પણ શિષ્યોને ફસાવે છે. આવા મહાન જ્ઞાનીઓ હાલમાં પણ અસ્તિત્વમાં છેજ. જે જ્ઞાન હમે ઉપર વર્ણવી ગયા છીએ તેજ અનુભવયુક્ત જ્ઞાન હાલમાં **શ્રી સમર્થ ભાઉસાહેબ "ઉમદીકર મહારાજ"** ના સંપ્રદાયમાં અપાય છે. તેમનું ક્ષેત્ર શ્રી હીંચગીરી છે. ત્યાં તેમના અનેક શીષ્યો ને સાક્ષાત્કારયુકત આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે. તેમના આપેલા જ્ઞાનથી અનેક લોકો મહાનંદ ભોગવી રહ્યા છે. ઉપર લખેલા સાધુ સંતોના પદોમાં જે અનુભવ વર્ણવેલો છે તે અનુભવ અને આ શ્રી સમર્થના શીષ્યોનો અનુભવ એકજ છે.

મજકુર સંપ્રદાય " **श्री समर्थ भाऊसाहेब उमदीकर महाराजांचा सांप्रदाय** " આ નામથી ઓળખાય છે. બીજાપુર, ધારવાડ, અને સોલાપુર જીલ્લામાં આ સંપ્રદાયનો પ્રચાર બહુ પ્રમાણમાં થયો છે, પણ આ સંપ્રદાય વિષે મુંબઈ અને ગુજરાતના લોકોને બિલકુલ માહિતી નથી તેથી આ લેખ લખ્યો છે. શ્રી સમર્થ **ભાઉસાહેબ** મહારાજ ઈ. સ. ૧૯૧૩ માં સમાધીસ્થ થયા છે અને ત્યાર પછી તેમની કૃપાથી પૂર્ણ સિદ્ધ થયેલા શિષ્યો તેમનો સંપ્રદાય ચલાવી રહ્યા છે. હાલમાં મુંબઈના લોકોના સદ્‌ભાગ્યે શ્રી સમર્થ **ભાઉસાહેબ** મહારાજના પૂર્ણ અનુગ્રહી અને પૂર્ણત્વને પહોંચેલા શિષ્ય શ્રી **સિધ્ધરામેશ્વર** મહારાજ લોકોધ્ધાર અર્થે મુંબઈમાં પધારે છે અને મુંબઈમાં અનેક સ્ત્રી પુરૂષોને તેઓએ અનુગ્રહ કર્યો છે અને આનંદ પ્રાપ્ત કરી આપી રહ્યા છે. શ્રી **સીદ્ધરામેશ્વર** મહારાજની તથા તેમના સદ્‌ગુરૂ શ્રી **ભાઉસાહેબ** મહારાજની તથા તેમના સંપ્રદાયની મુંબઇના તથા ગુજરાતના લોકોને માહિતી મળે એ હેતુથી આ સંક્ષિપ્ત વર્ણન કરવામાં આવેલું છે.

---

# શ્રી સમર્થ ભાઉસાહેબ ઉમદીકર મહારાજનું સંક્ષિપ્ત વૃતાંત.



શ્રીસદ્‌ગુરૂનાથ **ભાઉસાહેબ** ઉમદીકર મહારાજ જત સંસ્થાનના ઉમદી ગામના રહેવાસી હતા. ( જત સંસ્થાન બિજાપુર જીલ્લામાં એક નાનું દેશી સંસ્થાન છે ). એમનો જન્મ શાકે ૧૭૬૫ ચૈત્ર શુદી ૯ ( રામનવમી ) ને દિવસે ઉમદી ગામમાં થયો હતો. એમના પિતાશ્રીનુ નામ ખંડેરાવ દેશપાંડે હતું અને એમના માતુશ્રીનું નામ રાધાબાઇ હતું. શ્રીસમર્થ જાતિના બ્રાહ્મણ હતા. મહારાજશ્રીના સદ્‌ગુરૂ શ્રી ગુરૂલિંગ જંગમ મહારાજ હતા. તેમની ગુરૂપરંપરા નવનાથ પૈકી રેવણનાથ જેને રેવણસિધ્ધ તરીકે ઓળખે છે તેમનાથી ચાલતી આવી છે.

નવનાથના નામ નીચેના શ્લોકમાં આપેલા છે,

गोरक्ष जालंदर चर्पटाश्च । अडभंग कानीफ मछिंद्राधाः ॥
चौरंगि रेवाण च भर्तृ संज्ञा । भूम्यां बभुवु र्नवनाथ सिद्धाः ॥

રેવણનાથ સાધુના મરૂળસિધ્ધ નામે શિષ્ય હતા. તે સમયે કરવીર ક્ષેત્રમાં સિદ્ધ પુરૂષોનો વિરોધ કરનારી " માઇ " નામની એક સ્ત્રી હતી. તે " માઇ " દ્વૈત જ્ઞાન પ્રતિપાદન કરનારી હતી અને તે જ્ઞાનવાદ દરેક સાથે કરતી હતી. તેનું પણ એવું હતું કે તેની સાથે વાદમાં જે હારે તે તેના બંદીવાન તરીકે રહે, અને જો તે હારે તો તે તેના જીતનારની કિંકરી થઈને રહે. આ " માઇ " એ ઘણા સિધ્ધપુરૂષોને હરાવી બંદી ખાનામાં રાખ્યા હતા. છેવટે મરૂળસિધ્ધ અને તેનો વાદ થયો. તેમાં " માઇ " હારી ગઇ. પાછળથી રેવણનાથે તે માઇનો અનુગ્રહ કર્યો.

મરૂળસિદ્ધના શિષ્ય કાડસિદ્ધ થયા. ( કોઇ રેવણસિધ્ધનું બીજું નામ કાડસિધ્ધ હતું એમ કહે છે. ) કાડસિદ્ધનું સ્થાન કરવીર ક્ષેત્રમાં

સિદ્ધગિરી નામના ડુંગર પર છે. કાડસિધ્ધને લિંગાયત લોકો શંકરનો અવતાર માને છે. એજ શ્રીકાડસિધ્ધેશ્વરે શ્રી ગુરૂલિંગ જંગમ મહારાજને અનુગ્રહ કર્યો હતો. શ્રી ગુરૂલિંગ જંગમ ને નારાયણરાવ મહારાજ અથવા નિંબરગી મહારાજ પણ કહેવામાં આવતા હતા. શ્રી ગુરૂલિંગ જંગમ મહારાજનો જન્મ શકે ૧૭૧૨ માં થયો હતો, અને સમાધી શકે ૧૮૦૭ ચૈત્ર શુદ ૧૨ ના દિવસે થઈ હતી. ગુરૂલિંગ જંગમ મહારાજ પોતાની ઉમર ના પચીસમાં વર્ષે સિધ્ધગિરી ગયા હતા તે વખતે કાડસિધ્ધેશ્વરે જંગમના રૂપમાં આવીને અનુગ્રહ આપ્યો. ( જંગમ એટલે લિંગાયત લોકોના ગુરૂઓને જંગમ કહે છે ) પછી તેમણે કેટલાક વર્ષ સાધન કર્યું, અને કાડસિધ્ધેશ્વરે ફરીથી દર્શન આપી તેમને બતાવેલા સાધન વિષે ફરીથી કહ્યું. પછી નારાયણરાવ મહારાજ છત્રીશ વરસ અચુક સાધન કરીને સિધ્ધગિરીમાં જઇને કાડસિધ્ધેશ્વરને મળ્યા અને જગદોધ્ધારની પરવાનગી મેળવી. ત્યાર પછી તેમને અટ્ઠાવીશ વર્ષ સુધી જગદોધ્ધારનું કાર્ય કર્યું અને નિંબરગીમાં તેમને સમાધ લીધી. ત્યાં તેમની સમાધીપર હાલમાં એક દેવળ બંધાયું છે. હાલમાં તેમના પૌત્ર નાગપ્પા મહારાજ તેમની સમાધી પાસે ભજન વગેરે ચલાવે છે. નિંબરગી મહારાજ એક અલૌકિક પુરૂષ થઇ ગયા. શ્રી કાડસિધ્ધેશ્વરની કૃપાથી અને પોતાની સાધનાના બળથી તેમને પૂર્ણ આત્મજ્ઞાનનો અનુભવ થયો હતો.

નારાયણરાવ મહારાજના મુખ્ય શિષ્ય પૈકી રઘુનાથપ્રિય નામના સાધુ હતા. તે એક પંજાબના બ્રહ્મચારી હતા, અને કાશીયાત્રા કરીને રામેશ્વર જતા હતા. રસ્તામાં નિંબરગી નજીક સોનગી ગામમાં તેમણે વાસ કર્યો હતો. આ સાધુ મહારાજ ઘણા ચમત્કાર કરતા હતા, અને સિદ્ધિ તેમને વશ હતી. એજ કારણથી તેમની પ્રસિદ્ધિ ત્યાં ઘણી જલદી થઈ. બહુ લોકો તેમના દર્શન માટે જતા હતા. તેમની કીર્તિ સાંભળીને નારાયણરાવ ઉર્ફે ગુરૂલિંગ જંગમ મહારાજ પણ તે શું કરે છે તે જોવા માટે ત્યાં ગયા. ત્યાં તેમણે જોયું કે બ્રહ્મચારી સગુણ ભક્ત છે અને ચમત્કારનો માર્ગ હાથમાં લીધો છે. આવું જોઈ અને વિચાર કરી તેમણે રઘુનાથપ્રિય સાધુને

કહ્યું કે "તમારો માર્ગ ફક્ત પુણ્યસંચયનો છે, આત્મજ્ઞાનનો નથી અને તેથી તે માર્ગ કનિષ્ટ છે". આ ઉપરથી એઉનો વાદ શરૂ થયો, પણ છેવટે સાધુ મહારાજ ત્રણ દિવસના સંવાદ પછી ગુરૂલિંગ જંગમ મહારાજને શરણ ગયા. ગુરૂલિંગ જંગમ મહારાજે તેમને અનુગ્રહ આપ્યો, ત્યારપછી સાધુબુવા નિંબરગી નજીક આવેલા ઉમદી ગામમાં જઇને રહ્યા. ત્યાં બાર વર્ષ પ્રચંડ સાધન કર્યું અને ઘણા લોકોને અનુગ્રહ આપી કૃપા કરી. પછી તેઓ ચિમ્મડ જઇને રહ્યા. ત્યાં તેમણે શકે ૧૮૦૧ માં દેહ છોડયો. ત્યાંના એક તાપનાશી નાગના તીર્થમાં તેમની યાદગિરી માટે તેમના શિષ્ય **રામભાઉ** મહારાજે એક બાણ સ્થાપ્યું.

રઘુનાથપ્રિય સાધુ ઉમદી ગામમાં રહેતા હતા. તેજ ગામમાં **ભાઉસાહેબ** મહારાજ પણ રહેતા હતા. **ભાઉસાહેબ** ઉર્ફે **વ્યંકટેશ્વર** મહારાજના બે મોટા ભાઈ હતા. એકનુ નામ **નાનાસાહેબ** અને બીજાનું **દાજીબા.** તેમને **રઘુનાથપ્રિય** મહારાજે ગુરૂપદેશ આપ્યો હતો. આ વખતે **ભાઉસાહેબ** મહારાજની વય આસરે સોળેક વર્ષની હતી. તે સગુણ ઉપાસના માનતા હતા. નિર્ગુણ જ્ઞાન તરફ તેમને શ્રધ્ધા નહોતી અને **દાજીબાની** ગુરૂસેવા તે ખોટી માનતા હતા. **ભાઉસાહેબ** મહારાજ પોતે નિત્ય મારૂતીની પુજા કરતા હતા અને ત્યાં **રઘુનાથપ્રિય** મહારાજ રોજ તેમને મળતા હતા. તે સાધુ બુવાએ તેમને ધીમે ધીમે રોજ બોધ કરીને " સગુણ ઉપાસના સાચી નથી અને ગુરૂ સિવાય જ્ઞાન નથી " એમ ઠસાવ્યું. તેથી તેઓ નારાયણરાવ ઉર્ફે **ગુરૂલીંગ જંગમ** મહારાજ પાસે બોધ લેવા **રઘુનાથપ્રિય** સાધુની સાથે નિંબરગી ગયા. ત્યાં **નિંબરગી** મહારાજે સાધુબુવાનેજ આજ્ઞા કરી કે તમેજ એમને ઉપદેશ કરો. તે આજ્ઞાનુસાર **રઘુનાથપ્રિય** મહારાજે **ભાઉરાવ** મહારાજને ઉપદેશ આપ્યો. ત્યારપછી **ભાઉસાહેબ** મહારાજ ઉમદીમાં આવ્યા અને નિશ્ચય પુર્વક ત્રિકાલ સાધન કરવા લાગ્યા અને આ રીતે પ્રંપચ પરમાર્થ બેઉ યથાસાંગ ચલાવવા લાગ્યા. પ્રપંચીક લોકોનો ત્રાસ વધી પડયો તેથી વનમાં જઇને સાધન કરવા માંડયું. પુષ્કળ વૈરાગ્ય ઉપજયો, અને એમને મામલતદારી મળતી હતી તેપણ સ્વીકારી નહી. એમના સગાવહાલા

એમના ગુરૂજંગમ છે એમ નિંદા કરતા હતા; પણ એ વિષે એમનું દુર્લક્ષ હતું અને ગુરૂ ભજન અને ગુરૂ સેવા સંપૂર્ણ ભાવથી ચાલુ રાખ્યા હતાં. ભાઉસાહેબ મહારાજ જ્યારે વનમાં ધ્યાન ધરવા બેસતા હતા ત્યારે તાપ, તડકો, ટાઢ, વરસાદ વગેરે કશાની પણ દરકાર રાખતા નહોતા. જંગલના કીડા, કીડીઓ પગ કરડી ખાતાં હતાં તોપણ પોતાના ધ્યાનમાંથી અણુમાત્ર પણ ચળતા નહોતાં. રાતના પણ નિદ્રા જીતીને ધ્યાન કરતા હતા. આવી રીતે બેતાળીસ વર્ષ સુધી ઉગ્ર તપ કરી પોતે ઉત્તમ અનુભવ મેળવી, પરમાનંદ પ્રાપ્ત કરી લીધો. એમણે પોતાના અનુભવનો લાભ અનેક શિષ્યોને આપ્યો છે.

શ્રી સમર્થ ભાઉસાહેબ મહારાજે પોતાના ગુરૂ ગુરૂલિંગ જંગમની સમાધિ બિજાપુર જીલ્લામાં હિંચગિરી નામના ગામથી થોડે દૂર બાંધી છે. તે સ્થાને એક મોટો મઠ બાંધવામાં આવ્યો છે. હિંચગિરી મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વેના નિંબાલ સ્ટેશનથી પશ્ચિમ ભાગે તેર માઈલ પર આવેલું છે. નિંબાળ સ્ટેશન જી. આઈ. પી. રેલ્વેના હોટગી જંકશનથી એમ. એસ. એમ. રેલ્વેનું ચોથું સ્ટેશન છે. નિંબાળથી હિંચગિરી જવા માટે ગાડા મળે છે. મહારાજશ્રીના પરમ શિષ્ય રામરાવ રાનડે નિંબાળ સ્ટેશનની પૂર્વ દિશામાં પોતાના બંગલામાં રહે છે. એ રાનડે સાહેબ ફર્ગ્યુસન કોલેજના રીટાયર્ડ ફીલોસોફીના પ્રોફેસર છે.

શ્રી ક્ષેત્ર હિંચગિરી જનારા લોકોને પ્રોફેસર રાનડે પોતાથી બની શકે તેટલી મદદ આપે છે. હિંચગિરી ક્ષેત્ર ઘણુંજ મહત્વનું ધામ છે. ત્યાં આવનાર લોકોને સાક્ષાત્કાર દ્રષ્ટાંત વગેરે ખુબ આનંદ થાય છે. ત્યાં વર્ષમાં ચાર સપ્તાહ થાય છે.

**માગસર સુદ ૯ થી ૧૫**
**માહ સુદ ૧ થી ૩**
**ચૈત્ર સુદ ૯ થી ૧૩**
**શ્રાવણ સુદ ૧ થી ૦))**

આ સપ્તાહોમાં ઘણાજ પરમાર્થીઓ, અને સાધન કરનારા લોકો ભેગાં થાય છે, અને એ લોકોને સપ્તાહ વખતે અનુભવ ઘણોજ સારો મળે

છે. ઇતર લોકોના સપ્તાહ અથવા તીર્થયાત્રા માફક અહિં મોજ મજાહ માટે ભેગાં થતાં નથી. આ સપ્તાહનો કાર્યક્રમ ખરો પરમાર્થી છે; આ સ્થાનમાં પ્રભાતમાં કાકડ આરતી, છ થી અગિયાર વાગ્યા સુધી ધ્યાન ધારણા સમાધિનો અભ્યાસ, અગયારથી બાર સુધી ભજન આરતી, એક વાગે જમણ, બપોરે ત્રણથી પાંચ સુધી નિરૂપણ અને ભજન, સાંજે સાતથી નવસુધી ધ્યાનધારણા સમાધી અને દશથી બાર વાગતા સુધી નિરૂપણ અને ભજન, આવો આ સપ્તાહનો કાર્યક્રમ છે. કેટલાકતો આખી રાત કીર્તન કરે છે.

સપ્તાહમાં આવનાર લોકો માટે ઉતરવાની જગ્યા, જમવાની રસોઇ, વગેરેની વ્યવસ્થા કરવામાં આવે છે. સપ્તાહના દિવસોમાં અહર્નિશ ધ્યાન-ધારણા, સમાધિ, નિરૂપણ, ભજન વગેરે પારમાર્થીક કાર્યોમાં કાળ જાય છે.અને લોકોને અનેક તરેહથી ઇહ લોકના સંકટ નિવારણ અને પરમાર્થનો સાક્ષાત્કાર થાય છે. ઇંચગિરી એ એક વૈકુંઠ લોક જેવું સ્થાન છે. એનો અનુભવ પ્રત્યક્ષ જનારનેજ થાય છે. આ સ્થાન કેવળ અનુભવ માટેજ છે અને અનુભવ સિવાય બીજી ચર્ચા ત્યાં નથી, એવા અનુભવજ્ઞાનથી શબ્દજ્ઞાની પોચા પડે છે. કેટલાક ચર્ચા કરનારાઓ અહિં આવીને પોતાનું સમાધાન થવાથી આ માર્ગ કબુલ કરીને ઉપદેશ લેછે. રઘુનાથપ્રિય મહારાજ પણ રિદ્ધિસિદ્ધિ અને વિદ્યાનો પ્રતાપ બધા અજ્ઞાન લોકોને દેખાડતા હતા અને તેમને પણ પોતાનો માર્ગ જુદો છે એમ ખાતરી થઇ ત્યારે શ્રીગુરૂલિંગ જંગમ મહારાજને શરણ ગયા. આવીજ રીતે અનેક વાદવિવાદીઓ પોતાનો પંથ છોડીને આ માર્ગનું અનુકરણ કરે છે. લોકો માં જેટલા સાચા પરમાર્થી ધર્મો છે તે બધાનું મુળ આમાં છે. આ ધર્મમાં બધી જાતના લોકો એકત્ર થાય છે અને તે બધાને એમ લાગે છે કે આ હમારોજ ધર્મ છે. શ્રી સમર્થ ભાઉસાહેબ મહારાજ પોતે કોઇ ચમત્કાર કરતા નહિ હતા પરંતુ

आपण महंती न करितो । परि सर्वत्र चमत्कार होतो ।
कां जे पुण्यमार्गे चालतो । म्हणोनियां ॥

આ પ્રમાણે સર્વત્ર ચમત્કાર થતા હતા. શ્રી **ભાઉસાહેબ** મહારા-રાજનો સંપ્રદાય ઘણો મોટો છે. મહારાજશ્રીના શિષ્યો અંબુરાવ મહારાજ, ગીરમલપ્પા મહારાજ, સિદ્દલીંગય્યા મહારાજ અને સિધ્ધરામેશ્વર મહારાજ હાલમાં સદરહુ સંપ્રદાય ચલાવે છે. આ ઉપ-રાંત બીજા ઘણા શિષ્યો છે, તેઓ પણ બીજા સ્થળોમાં આ સંપ્રદાયની ભકિતનું કામ કરે છે.

અંબુરાવ મહારાજ જીગજણીના રહીશ છે. તેમણે સારૂં સાધન કર્યું છે. તે બહુ વૃદ્ધ છે અને હિંચગીરીમાંજ હાલમાં રહે છે.

ગીરમલપ્પા મહારાજ જમખંડીના રહીવાસી છે તેઓ પહેલા રૂનો વેપાર કરતા હતા. તેમણે સારૂં સાધન કરીને આત્મસાક્ષાત્કાર મેળવ્યો છે, અને લોકોદ્ધારનું કાર્ય કરે છે.

સિદ્દલીંગય્યા સ્વામી કન્નુર ગામના રહીશ છે. હાલમાં ગીરમલપ્પા અને સિદ્દલીંગય્યા સ્વામી બેઉ જમખંડી સંસ્થાન તરફ તથા હુબળીમાં તથા કર્ણાટક જીલ્લામાં લોકોધ્ધારનું કામ કરે છે. એમનાં શિષ્યો ઘણા છે એમની ભકિત ઘણી ફેલાઇ છે. મુઢ લોકોનો ઉધ્ધાર એમના હાથે બહુ થયો છે. એમની વૃત્તિ પણ સારી છે. પોતે અનુભવી છે. હાલમાં શ્રી સિદ્ધરામેશ્વર મહારાજ મુંબાઇમાં પધારે છે, અને મુંબઈમાં તેમના અનેક શિષ્યો છે અને તે પરમ જ્ઞાની છે તેથી તેમના વિષે વિશેષ માહિતી આગળ આપવામાં આવી છે.

———

# શ્રી સિદ્ધરામેશ્વર મહારાજનું સંક્ષિપ્ત વૃત્તાંત.

શ્રી સિદ્ધરામેશ્વર મહારાજ પાત્રી ગામના રહીશ છે. પાત્રી સોલાપુરથી પશ્ચિમ દિશામાં દશ માઇલ દૂર છે. એમનો જન્મ શકે ૧૮૦૭ના શ્રાવણ માસમાં થયો હતો. જન્મ થયા પછી નામ પાડતી વખતે તેમની આજીબાઇ (દાદી=બાપની મા) ને સોલાપુરમાં શ્રી સિદ્ધરામેશ્વર મહાદેવનું મોટું મંદિર છે તે મહારાજે સ્વપ્નમાં આવીને કહ્યું કે, "આ બાળક મારો અવતાર છે, માટે એમનું નામ સિદ્રામપ્પા પાડવું" તે ઉપરથી મહારાજશ્રીનું નામ સિદ્રામપ્પા પાડયું હતું. સિદ્રામેશ્વર મહાદેવ મહાન્ અવતારી મહાત્મા થઇ ગયા હતા. તેઓ મહા જ્ઞાની હતા અનેશ્રીકૃષ્ણ જેટલી યોગ્યતા ધરાવનાર ગુરૂ તરીકે પુજાય છે. લિંગાયત જાતમાં એમનું મોટું પુરાણ લખાયું છે. તેઓ દક્ષિણમાં મહાદેવ તરીકે પૂજાય છે, અને ત્યાં એમની મોટી પૂજા થાય છે, અને સોલાપુરમાં મકર-સંક્રાંતિની મોટી યાત્રા ભરાય છે. પાછળ વર્ણવેલા રેવણસિદ્ધ અને કાડ-સિદ્ધ પૈકી આ સિદ્ધ છે. સોલાપુરમાં એમનું બહુ મોટું પ્રસિદ્ધ મંદિર છે. શ્રી સિદ્રામેશ્વર મહારાજ તે શ્રી સિદ્રામેશ્વર મહાદેવના સાક્ષાત્ અવતાર છે

મહારાજ શ્રીના પિતાનું નામ ગંગારામ હતું નાનપણથીજ શ્રીસિદ્રા-મેશ્વર મહારાજ ઘણાજ ઉત્સાહી અને ખંતીલા હતા. એમનો નિશા-ળનો અભ્યાસ સાધારણ હતો. નાની વયથીજ સોલાપુરમાં એક મારવાડી શેઠની પેઢીમાં જોડાયા હતા. ધીમે ધીમે તેમના ઉત્સાહ અને ખંતથી મુનીમ જેટલી યોગ્યતા ધરાવી તેથી પાછળથી બીજાપુરમાં મજકુર શેઠની પેઢીમાં મુનીમ તરીકે નીમણુક થઇ અને મોટે ભાગે બીજાપુરમાંજ એમનું રહેવાનું થયું. આ અરસામાં એમની પરમાર્થીક જીંદગીની શરૂઆત થઈ. મહારાજ બીજાપુરમાં હતા તે વખતે શ્રી ભાઉસાહેબ મહારાજ બીજા-



श्री समर्थ सद्गुरुनाथ सिद्धरामेश्वर महाराज.

પુરમાં અવાર નવાર લોકોધ્ધાર માટે આવતા હતા. તેમની કીર્તિ સાંભળી મહારાજશ્રીએ તેમનું શરણ સ્વિકાર્યું, અને શકે ૧૮૨૮ ના ફાગણ શુદ ૮ ને શનીવારે ગુરૂદીક્ષા લીધી.

શ્રી સમર્થ **ભાઉસાહેબ** મહારાજનો નિયમ સોમવારે અને ગુરૂવારે અઠવાડીઆમાં બે દિવસ નામ એટલે ગુરૂ-ઉપદેશ આપવાનો હતો. શ્રી **સિદ્ધામેશ્વર** મહારાજ શનીવારે ઉપદેશ લેવા ગયા હતા, તે વખતે શ્રી ભાઉસાહેબ મહારાજે શનીવાર હતો તોપણ કહ્યું, કે " આ બહુ ભાગ્ય-શાળી પુરૂષ છે. " એવા ઉદ્ગાર કાઢી શનીવારે નામમંત્રનો બોધ આપ્યો અને પૂર્ણ કૃપા કરી અને શુભ આશીર્વાદ આપ્યો કે " **તમારાથી જગદોદ્ધાર થશે.** "

આ પ્રમાણે ભવિષ્ય કથન કર્યું અને તેની નીશાની તરીકે **ભાઉ-સાહેબ** મહારાજ વધારામાં એમ બોલ્યા કે " હું આજથી શનીવારે નામ મંત્ર આપવું શરુ કરૂં છું " જે લોકોને શ્રી સિદ્ધામેશ્વર મહારાજનો પરીચય છે તેઓને શ્રી ભાઉસાહેબ મહારાજના ઉપરોકત શુભ આશીષ અને ભવિષ્ય કથન વિષે પૂર્ણ અનુભવ થયો છે. આ યાદગાર દિવસ સ્મારકરૂપે રાખવા માટે શ્રી **ભાઉસાહેબ** મહારાજે શનીવારે પણ ઉપદેશ આપવાનું ચાલું રાખ્યું. શ્રી સિદ્ધામેશ્વર મહારાજે પણ ઘણું કષ્ટ વેઠી મોટું સાધન કર્યું. એમની સદ્ગુરૂ પ્રત્યે શ્રદ્ધા ઘણીજ પૂર્ણ હતી, અને ધ્યાન ધારણા નિત્ય નેમ વિગેરે પૂર્ણ શ્રદ્ધાથી કરતા હતા. મોટે ભાગે બીજાપુરમાં ઉપલી બુરજપર બેસીને ધ્યાન કરતા હતા. બીલકુલ હાલ્યા ચાલ્યા સિવાય અખંડ ધ્યાન કરતા હોવાથી એક પ્રસંગે કોઈ માણસના મનમાં ભય સંચાર થયો, અને આ બેઠેલો માણસ ભૂત છે એમ ધારી મનમાં બીધો. પછી તેણે હીંમત ધરી મહારાજશ્રીને બોલાવવાના યત્ન કર્યો પણ મહારાજશ્રીએ પોતાનું ધ્યાન ચાલુ રાખ્યું. પછી મહારાજશ્રીને સિંદુરનો ચાંલ્લો કરી મોંપર રાખ નાખી અને બીજા માણસોને બોલાવવા નીચે જવાના વીચારમાં હતો, તેટલામાં મહાજશ્રીનું ધ્યાન ( નેમ ) પૂરું થયું હતું તેથી તેઓ ઉઠીને દેવને નમસ્કાર કરવા લાગ્યા. આ જોઇને પેલા માણસે મનમાં વિચાર્યું કે આ કોઇ ભૂત નથી પણ મહાપુરૂષ છે.

એમ પોતાની ભૂલ જાણી ક્ષમા ચાહી, નમસ્કાર કરી ચાલ્યો ગયો. મહારાજશ્રી સાધક સ્થિતિમાં પણ શરૂઆતથીજ એવું કડક ઉગ્ર ધ્યાન કરતા હતા તેનું આ એક ઉદાહરણ છે. આજના શિષ્યોને એક કલાક હાલ્યા ચાલ્યાસિવાય બેસીને ધ્યાન કરવાનું ઘણું કઠણ લાગે છે, અને બિલકુલ કષ્ટ કર્યા સિવાય પુછે છે કે હમને સાક્ષાત્કાર કેમ થતો નથી ? મહારાજશ્રીના મંત્રમાં અથાગ ( દૈવી ) શક્તિ છે, અને તે શકિતના યોગથી ઘણાજ ટુંકે સમયમાં સાક્ષાત્કાર થાય છે. પણ શિષ્યોએ પૂર્ણભાવ અને શ્રદ્ધા રાખી સદ્‌ગુરૂએ ઉપદેશ આપતી વખતે જે આજ્ઞા કરી હોય તેનું યથાર્થ પાલન કરવું જોઈએ. પોતે કાંઇ કરવું નહિ અને મોટો લાભ મેળવવાની આશા રાખવી એ શિષ્યોને માટે અનહીત કર્તા છે. સદ્‌ગુરૂ તો મહાસમર્થ છે. અને કોઈ પણ વાત અશકય હોતી નથી. થોડી મહેનતે પણ પૂર્ણ ભાવિક અને શ્રધાળુ શિષ્યોને સાક્ષાત્કાર અનુભવ મળે એમાં નવાઈ નથી, પણ વગર સાધને સાક્ષાતકાર મળવાથી શિષ્યોને તે વસ્તુદર્શનનો આનંદ થતો નથી. અને પડતા આંબાને પકવવા જેવું છે. માટે સાધકોએ સાધક સ્થિતિમાં સદગુરૂ ઉપર અને તેમના આપેલા ઉપદેશ ઉપર પુર્ણભાવ શ્રદ્ધા રાખી સદ્‌ગુરૂએ જે આજ્ઞા કરી હોય તે પ્રમાણે નિત્ય નિયમસર અચુક સાધન કરવું, અને સાધનનો આનંદ લઈ વસ્તુદર્શન મેળવવું તો તેમાં સાધકને પુર્ણાનંદ મળે છે.

આત્મજ્ઞાની સદ્‌ગુરૂના મંત્રને કોઈ ઉપદેશ કહે છે, કોઈ " નામ " કહે છે, કોઈ ' રામનામ ' કહે છે, કોઇ શિવનામ કહે છે કોઇ બ્રહ્મસંબંધ કહે છે.

શ્રી ભાઉસાહેબ મહારાજના પંથમાં ગુરૂ-ઉપદેશને " નામ " એ સંજ્ઞાથી ઓળખે છે, અને ગુરૂ-ઉપદેશ આપવો એટલે ' નામ ' આપવું એમ કહે છે. આવું નામ તે ખરેખર બીજમંત્ર છે, અને એ મંત્રરૂપી બ્રહ્મબીજમાંથી વૃક્ષ ફાટી ' તું કોણ છે ' તેનું ફળ બહાર આવે છે. આ ફળાહાર એકાદશીના દિવસે ( એક દશામાં ધ્યાન કરનારાઓએ ) ખાવાનું છે. આ બીજમંત્રમાં "હું બ્રહ્મ છું" એ ફળ સમાયેલું હોય છે.

જે સાધકો શ્રવણ, મનન, નિદિધ્યાસ, અને નિત્યનિયમ પ્રમાણે સાધન કરતા નથી તેમને આ બીજમંત્રમાંથી વૃક્ષ ફુટતું નથી અને તેમને બ્રહ્મ-ફળ મળતું નથી પણ જે સાધકો સદગુરૂને સંતોષ આપી આજ્ઞા પ્રમાણે સાધન, શ્રવણ, મનન, નિદિધ્યાસ વગેરે શ્રદ્ધાપુર્વક કરે તેમને બ્રહ્મનો સાક્ષાત્કાર થયા સિવાય રહેતો નથી. બ્રહ્મ જાણેલા બ્રાહ્મણના બીજમંત્ર માંથી બ્રહ્મફળ ઉત્પન્ન થાય તેમાં શું નવાઈ?

આવી રીતે શ્રી સિદ્ધરામેશ્વર મહારાજે ઉગ્ર સાધન કર્યું અને સાધક સ્થિતિમાંથીજ સાક્ષાત્કારનો આનંદ લેવા લાગ્યા.

શ્રી સિધ્ધરામેશ્વર મહારાજ શ્રી સિધ્ધરામેશ્વર મહાદેવના અવતાર છે, તે વાત હમે ઉપર કહી ગયા છીએ. તેનું એક ઉદાહરણ એવું છે કે જયારે મહારાજ શ્રી બાર વરસના હતા ત્યારે મહારાજ શ્રીને પોતાને સ્વપ્નમાં શ્રી સિદ્ધરામેશ્વર મહાદેવે આવી " તું મારો અવતાર છે " એમ કહ્યું અને પ્રસાદ આપી ગયા.

બીજા આવા અનેક દાખલાઓ છે પણ તેનું વર્ણન આ લેખમાં કરવાનો હમારો હેતુ નથી. મહારાજશ્રીએ સાધન, ધ્યાન, નેમ, ભજન, શાસ્ત્રોનો અભ્યાસ વગેરે જેવું જોઈએ તેવું ઉત્તમ કર્યું છે. પોતે શેઠની પેઢીમાં કામ કરતા હતા પણ પોતાનો નિત્ય નિયમ ચુકતા નહોતા, એટલુંજ નહિ પણ સપ્તાહમાં પણ જવા ચુકતા નહોતા. સદ્‌ગુરૂ પ્રત્યે એમનો ભાવ અવર્ણનીય હતો.

એક વખતે મહારાજ શ્રી શેઠના કામે કોઈ ગામડામાં કપાસનું જીન ચલાવી રહ્યા હતા. તે વખતે શ્રી ભાઉસાહેબ મહારાજ દેહ છોડનાર છે એવું સાંભળવામાં આવ્યું અને તે વખતે જીનના ઉઘાડા કમ્પાઉન્ડમાં આશરે એક લાખ રૂપીઆનો માલ પડેલો હતો, અને પાસે એવો કોઈ પણ મનુષ્ય નહિ હતો કે જેનેતે સોંપીને મહારાજ પાસે જાય. તે છતાં પણ ગુરૂભકિત એટલી બધી દ્રઢ હતી કે લાખ રૂપીઆનો માલ એમજ ખુલ્લા મેદાનમાં પડતો મુકી પોતે ગુરૂદર્શન માટે ચાલી નીકળ્યા અને શેઠને કહેવડાવી દીધું કે, " હું મારા સદ્‌ગુરૂના દર્શનાર્થે ગયો છું, માટે અહિંની વ્યવસ્થા કરવા કોઇ માણસને મોકલી આપજો." આ બના-

વમાં મહારાજશ્રીનો પોતાનો સદ્ગુરૂ પ્રત્યે કેટલો અનહદ પ્રેમ અને ભકિત-ભાવ હતો ? કે લાખ રૂપીઆના માલની પણ દરકાર ન કરી અને મનમાં કોઈ પણ બીજા ભયને સ્થાન ન આપતાં સદ્ગુરૂને માટે સત્વર નીકળી પડયા. આવા દાખલા ફકત મહાન ભકતની બાબતમાંજ મળી આવે છે. મહારાજ શ્રીએ અતિ પ્રચંડ સાધન (ધ્યાન) કર્યું છે અને શ્રી ભાઉસાહેબ મહારાજની હૈયાતીમાં પણ શ્રી ભાઉસાહેબ મહારાજનો પ્રેમ અને કૃપા તેમના ઉપર પૂર્ણ હતી શ્રી ભાઉરાવ મહારાજે શકે ૧૮૩૫ એટલે ઇ. સ. ૧૯૧૪ માં જયારે દેહ છોડયો ત્યારે તેમની પાછળ તેમનો સંપ્રદાય ચલાવે એવા કોઇ પણ શિષ્ય તૈયાર નહિ હતા અને સિદ્ધરામેશ્વર મહારાજ તો નવીન શિષ્ય પૈકી હતા, પણ ગુરૂ સંપ્રદાય અને ગુરૂભકિત વધારનાર કોઈ શિષ્ય હાજર નથી એ વાત એમને બહુ ખુંચતી હતી, અને એ વિષે તેમને તીવ્ર લાગણી હતી. તેનું પરિણામ એ આવ્યું કે ત્યારપછી ચાર પાંચ વર્ષના અરસામાં મહારાજ શ્રીને પ્રપંચ છોડવાની અને ભક્તિ વધારવાની પ્રચીતિ થઈ અને મહારાજ શ્રીની આજ્ઞા થઇ કે "તમે ગુરૂ તરીકે નામ આપવું શરૂ કરો અને લોકોદ્ધારના માર્ગની પ્રવૃત્તિ કરો." એજ દરમ્યાનમાં શ્રી ગીરમાલપ્પા મહારાજને તથા રામરાવ મહારાજને તથા વ્યંકટરાવ વગેરેને નામ આપવાને આજ્ઞા થઇ હતી. અને તેઓ પણ તે મુજબ નામ આપવાનું કાર્ય શરૂ કરી ચુકયા હતા. શ્રી ગીરમલપ્પા મહારાજે શ્રી ભાઉસાહેબ મહારાજની ભકિત વધારવામાં ઘણોજ શ્રમ ઉઠાવ્યો છે, અને જમખંડી અને તેની આજુબાજુના સ્થળોમાં તથા આખા કર્ણાટક અને ધારવાડ જીલ્લામાં તેમના અનેક શિષ્યો થયા છે. પ્રથમ શ્રી સિદ્ધરામેશ્વર મહારાજ રામરાવ મહારાજ, વ્યંકટરાવ મહારાજ, અને ગીરમાલપ્પા મહારાજ ચારે જણા સાથે મળીને ગુરૂભકિત પ્રચાર અને લોકોદ્ધારનું કાર્ય કરતા હતા. અને એ પ્રમાણે બેએક વર્ષ સુધી ચાલુ રાખ્યું. ગીરમલપ્પા મહારાજ ભકિત વધારવા માટે જમખંડી તરફ ચાલ્યા ગયા અને શ્રી સિદ્દરામેશ્વર મહારાજને પુર્ણ અનુભવ મેળવવાની વૃત્તિ થઈ તેથી ધર્મ-પ્રચાર કરવો થોડા વખત માટે મુલતવી રાખ્યો, અને પોતે એકલાએ ઉગ્ર

સાધનની શરૂઆત કરી. તે વખતે મહારાજ શ્રીએ એક નાની ખોલીમાં બેસીને ધ્યાન કરવાની પ્રચંડ શરૂઆત કરી. આ વેળાયે તેમના શરીર પોષણ માટે થોડો ભાત અને દુધ બહારથી મુકી દેવામાં આવતો હતો જે તેમની મરજીમાં આવે ત્યારે ખાતા હતા. મહારાજ શ્રી પોતે દિવસના અઢારથી વીસ કલાક સુધી નિયમપુર્વક સદ્દગુરૂના સંપ્રદાયની રીતે ધ્યાન કરતા હતા. તે ધ્યાન એવું તો સરસ હતું કે તેનું વર્ણન કરી એ તો કેવળ અતિશયોક્તિ લાગે. પણ સાધકોમાં એવું ધ્યાન કરવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય એટલા માટે એટલુંજ તો કહેવું પડે કે જ્યારે મહારાજ શ્રી આવું ધ્યાન ધરતા હતા ત્યારે અમૃત જેવી સુવાસ આજુબાજુ પ્રસરી રહેતી હતી. તે ઉપરથી જ્ઞાનને જ્ઞાનામૃત કહે છે તે યથાર્થ છે એમ સમજાય છે. બાકીના સાધનના અનુભવો મહારાજ શ્રીના સહવાસથીજ ખબર પડે. મહારાજ શ્રીના પ્રચંડ તપમાં અનેક વિઘ્નો આવ્યાં હતાં પણ પ્રપંચની કોઈપણ બાબત તરફ અલક્ષ કરનારા આ મહાત્માએ પોતાનું ધ્યેય બિલકુલ શિથિલ થવા દીધું નહિ; અને '**देहं पातयामि किंवा कार्यं साधयामि**' આ સિદ્ધાંત તરફજ તેમનું મુખ્ય લક્ષ હતું. અને તેજ પ્રમાણે તેમણે પુરા બે વર્ષ સુધી આવું પ્રચંડ તપ કર્યું અને છેવટે શ્રી સદ્દગુરૂએ સાક્ષાત્ દર્શન આપી "હવે બસ થયું, હવે પુર્ણતામાં કાંઈ ન્યુનતા નથી" એમ આશ્વાસન આપ્યું, અને ઉઠવાની આજ્ઞા કરી. આ વખતેજ મહારાજશ્રીએ તે ખોલી છોડી. પણ તેમની સ્થિતિ અત્યારે એવી થઇ હતી કે તેમને અખંડ સમાધી લાગી ગઇ હતી. જરાક આંખ મીચે કે સમાધ લાગી જતી હતી. જરા નિવૃત્ત થાય કે મહત્ ધ્યાનમાં નિમગ્ન થઈ જતા હતા. આવી વૃત્તિ ચાલતાં બોલતાં, ખાતાં, પીતાં, વગેરે દરેક કાર્યમાં થઇ ગઈ હતી અને જો કે પ્રત્યક્ષ વ્યવહાર કરતા હતા પણ અખંડ સમાધિ છુટી નહતી. એમની શારીરિક સ્થિતિ પણ એટલી હદ સુધી બગડી ગઈ હતી કે એમનો દેહ વધુ કાળ ટકશે એ વિષે ઘણા ને શંકા થઇ હતી. એમના પુજ્ય પિતાશ્રી ગગારામને એમના દેહ વિષે ઘણી ચિંતા કરવી પડી હતી. શરીર કેવળ હાડપિંજર જેવું થઇ ગયું હતું, અને બિલકુલ શકિત પણ રહી ન હતી પણ આંતરિક જુસ્સો જેવો ને તેવોજ હતો. ચાર પાંચ

મહિના પછી. જનસમાજના પુણ્ય ભાગ્ય હશે તેથી આ શરીરની સ્થિતિ સુધરી અને શરીર ધીમે ધીમે સુધરવા લાગ્યું. તે પછી મહારાજે જન સમાજનો ઉદ્ધાર કરવા તરફ લક્ષ આપ્યું. જે પરમાનંદ પોતાને પ્રાપ્ત થયો હતો તેનો આનંદ જનસમજને આપવા લાગ્યા.

એમણે ઉપદેશ આપવાની શરૂઆત પણ શનિવારનાજ દિવસે કરી. મહારાજ શ્રીના પુષ્કળ શિષ્યો હાલમા ઠેકાણે ઠેકાણે છે. સોલાપુરમાં ભાગેવાડીમાં, બાગલકોટમાં, બિજાપુરમાં તેમજ મુંબઈમાં વગેરે સ્થળોએ તેમણે શ્રી **ભાઉસાહેબ** મહારાજની ભકિતનો પાયો સારો જમાવ્યો છે. ભાગેવાડીમાં તો **શ્રીભાઉસાહેબ** મહારાજનો એક મઠ બાંધવામા આવ્યો છે. ત્યાં અપૂર્વ લીલા બની રહી છે, અને તે આ લેખમાં વર્ણવી શકાય એમ નથી; પણ પ્રત્યક્ષ જોનારને અતિ આશ્ચર્ય સાથે આનંદ આપે છે. મુંબઈમાં પણ શ્રી સિદ્ધરામેશ્વર મહારાજના અનેક શિષ્યો થયા છે; અને તેમની પાસેથી અનેક સ્ત્રીપુરૂષોએ ગુરૂઉપદેશ એટલે નામ-મંત્ર લીધો છે. તેમની કૃપાથી ઘણાને સારા અનુભવ પણ મળ્યા છે. અનેક જનો મહારાજ શ્રીનું નિરૂપણ સાંભળે છે અને તેમના વચનામૃતથી પોતાને કૃતકૃત્ય કરે છે. કેટલાકનો તો એવો નિયમ થઇ ગયો છે કે મહારાજશ્રીનું નીરૂપણ એક દિવસ પણ ચુકવું નહિ. મહારાજશ્રીની નિરૂપણની શૈલી એવી સરળ અને મધુરી છે કે નાના છોકરાઓ પણ વેદાંત જેવા ગુહ્ય વિષયો સહેલાઇથી ગ્રહણ કરી શકે છે. મહારાજશ્રી પ્રત્યક્ષ બ્રહ્મનું અનુસંધાન કરાવીને નિરૂપણ સમજાવે છે.

आधीं ब्रह्म प्रत्यक्ष दावा । मग तुम्हीं वेदांत गावा ॥

આ ઉકિત પ્રમાણે મહારાજશ્રી શ્રોતાઓને પ્રત્યક્ષ અનુભવ આવે એવું નિરૂપણ સમજાવે છે.

अविज्ञाते परे तत्वे, शास्त्राधीतिस्तु निष्फला ।

આ ચરણનો અર્થ, પ્રત્યક્ષ અનુભવ સિવાય શાસ્ત્રનું શ્રવણ (અભ્યાસ) નિષ્ફળ છે. શાસ્ત્રનું આ વાકય સત્ય છે કારણ કે આજે પચીસ ત્રીસ વર્ષોથી કેટલાક લોકો અનેક શાસ્ત્રો પુરાણો લક્ષપુર્વક સાંભળે છે છતાંપણ તેમાંથી એકપણ માણુસ બ્રહ્મજ્ઞાની થયો નથી, એને તેમાનો દરેક માણુસ

અનુભવ વિષે શુન્ય છે. પરંતુ મહારાજ શ્રીનું નિરૂપણ જે કોઈ લક્ષપુર્વક સાંભળે તે થોડા વખતમાં બ્રહ્મજ્ઞાની થાય.

આત્મજ્ઞાન એજ મુખ્ય જ્ઞાન છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને શ્રીમદ્ ભગવદ્ગીતામાં જે જ્ઞાન કહ્યું, તેમજ શ્રીવસિષ્ઠ મુનિએ શ્રી રામચંદ્રજીને જે જ્ઞાનનો બોધ આપ્યો, તેજ જ્ઞાન મહારાજ શ્રી બહુ ખુબીથી અને સ્પષ્ટતા થી સમજાવે છે. જેટલા જ્ઞાનીઓ આજસુધીમાં થઈ ગયા, તે બધાનો **एकमेवाद्वितीयम्** સિદ્ધાંત છે, અને એકજ બ્રહ્મ છે, અને આ જગત્ કે જે તેની ઉપર મિથ્યા આરોપ છે તે સંકલ્પ માત્ર છે. **जगन्मिथ्या ब्रह्म सत्यं** અનુભવમાં લેવું એજ ખરૂં જ્ઞાન છે. અને આ અનુભવસહિત જ્ઞાન સમજી શકાય એવું તેઓ ખંતથી સમજાવે છે.

મહારાજ શ્રીનો મુખ્ય હેતુ વિમળ, શુદ્ધ, સ્વરૂપજ્ઞાન લોકોને દાન કરવાનો છે. તેઓ શ્રી પોતે કોઈપણ શિષ્ય પાસેથી ભેટ કે દક્ષણા સ્વીકારતાં નથી. તેમની પ્રતિજ્ઞા એવી છે કે.

आमुची प्रतिज्ञा ऐसी । कांहीं न मागणें शिष्यासी ॥
आम्हा मागणें भगवंतासी । सर्वकाळ पुरवतसे ॥

આવી દઢ પ્રતિજ્ઞા લઈનેજ મહારાજ શ્રીએ જગદોદ્ધારનો ઝુંડો હાથમાં લીધો છે.

મહારાજ શ્રી પોતે બ્રહ્મજ્ઞાની છે અને નામ લેનારને એમની બ્રહ્મ-શક્તિનો પુરો અનુભવ આવે છે. જેને બ્રહ્મજ્ઞાન મેળવવાની ઇચ્છા હોય, તેમને મહારાજશ્રીને મળવાની અમારી ખાસ વિનંતિ છે. કોઇપણ મનુષ્ય પોતાની શંકાનું નિવારણ કરવા માટે મહારાજશ્રી પાસે આવે તો ઘણા પ્રેમથી અને સરળતાથી તેઓ શ્રી તેનું સમાધાન કરી આપે છે, મહારાજ-શ્રીને મળવા માટે કોઇને પણ બંધી નથી; માત્ર કુત્સિત બુદ્ધિવાળાઓને લાંબેથી પ્રણામ છે.

બ્રહ્મજ્ઞાની ગુરૂના "નામ" નું મહત્વ ઘણું છે. બ્રહ્મજ્ઞાની ગુરૂ પાસેથી લીધેલા ઉપદેશને "મંત્ર દીક્ષા" અથવા "નામ" કહે છે. અનેક શાસ્ત્રોમાં અથવા પદોમાં જે "નામ" નો મહિમા ગવાય છે, તે આ ગુરૂમંત્ર "નામ" વિષેજ છે.

नाम मुखीं गातां विषयाची वार्ता । नोहे की सर्वथा गातयासी ॥
नाम ते पावन नाम ते पावन । नामा वांचुन श्रेष्ठ नाहीं कोणी ॥
एका जनार्दनी नाम ते पावन । त्रिभुवनीं मंडन सत्य आहे ॥

नाम उच्चारितां कंठीं । पुढें उभा जगजेठी ॥
ऐसें धरुनियां ध्यान । मनें करावें चिंतन ॥

---

होठ कंठ हाले नहीं । जिभ्या न नाम उच्चार ॥
गुप्त सुमरन जो खेले । सोई हंस हमार ॥

શ્રી સિદ્ધરામેશ્વર મહારાજનાં "નામ મંત્ર" માં અપૂર્વ શક્તિ છે અને કેવળ એમના નામની શક્તિથીજ ઘણાં માણસો આનંદ ભોગવી રહ્યાં છે. જે લોકો એમની પાસેથી નામ-ઉપદેશ લેય છે તેમને સાક્ષાત્કારનો આનંદ સારો આવે છે, એવો હમારો નિત્યનો અનુભવ છે. પરંતુ નામ લેનાર માણસ પૂર્ણભાવ અને શ્રદ્ધાથી નામ લેવા આવવો જોઇએ. પરીક્ષા લેવા આવનાર કંઇ ફળ પામતા નથી. છોકરાંઓ પણ નામથી સારો સાક્ષાત્કાર મેળવે છે. શ્રી સદ્‌ગુરૂ ભાઉસાહેબ મહારાજનો માર્ગ સાક્ષાત્કારનો છે, એનો અનુભવ ઘણા લોકોએ લીધો છે અને આ અનુભવ પારમાર્થિક છે, માયિક દૃષ્ટાંતો નથી. "હમને દૃષ્ટાંત થયું, દૃષ્ટાંત થયું" એમ ઘણા લોકો બોલે છે. પણ દૃષ્ટાંત એટલે શું, સાક્ષાત્કાર એટલે શું તે પણ તેઓ જાણતાં નથી. પરમાર્થ માર્ગ બધો ભુલ ભુલામણીવાળો થઇ ગયો છે, તેથી માણસોની બુદ્ધિ ભરમાઇ ગઇ છે. પૂર્વના સાધુ સંતોએ પરમાર્થમાં ભુલ થાય નહિ અને લોકો પરમાર્થ બરાબર જાણે એ માટે પોતાના અનુભવની વાતો લોકોને માર્ગ દર્શાવવા માટે અનેક રીતે કહી ગયા છે. તે સાધુસંતોના અનુભવી પદોમાં તેમણે પોતાનો અનુભવ જાહેર કર્યો છે. તેમાંના થોડા જનસમાજની જાણ માટે નીચે લખ્યા છે.

डोळां भरियेलें रूप ॥ चित्तीं पायांचा संकल्प ॥ १ ॥
काळा पिवळा ढवळा नीळा ॥ देव डोळ्यांत सांवळा ॥ २ ॥

डोळा गवसुनी धरावा ॥ देव डोळ्यांत पहावा ॥ ३ ॥
तुका ह्मणें जग बूडे ॥ देव डोळ्यांत सांपडे ॥ ४ ॥

---

रक्तं श्वेतं च कृष्णं च । नीलपीतादि शोभितम् ॥
तन्मध्ये व्यापितं येन । तज्ज्योति ब्रह्म केवलम् ॥

---

रक्त श्वेतपीत कृष्णप्रभाभिन्न ॥ चिन्मय अंजन सुदिलें डोळां ॥
तेणें अंजन गुणें दिव्य दृष्टि झाली ॥ कल्पना निमाली द्वैताद्वैत ॥
देशकाळ वस्तु भेद मावळला ॥ आत्मा निर्वाळला विश्वाकार ॥
न झाला प्रपंच झाला परब्रह्म ॥ अहं सोहं ब्रह्म आकळलें ॥
तत्वमसि विद्या ब्रह्मानंदी सांग ॥ तेचि झालें अंगें तुका आतां ॥

---

अगर है प्रेमदर्शनका भजनसे प्रीत कर प्यारा ॥ टेक ॥
बैठ आसन जमाकरके त्याग मनके बिचारों को ।
देख भृकुटीमें अंदरसे चमकता है अजब तारा ॥ १ ॥
कबी बिजली कबी चंदा कबी सूरज नजर आवे ।
कबी फिर ध्यानमें भासे ब्रह्मजोतीका चमकारा ॥ २ ॥

---

कोई सुनता है गुरु ज्ञानी गगनमें । अवाज हो रहा है झिनिनिनि ॥
पहिले आया नाद बिंदुसे । पीछे जमाया पानी ॥
काला पीला सफेद नीला गुरुनें बतलाया । मज वल्ली काया ॥
सुनो दिलको प्यारे धुनी अनहदकी होती है ॥ टेक ॥
बजे है बंसरी बीना शंख घडियाल मिरदंगा ।
गरज बादलकी है भारी कर्म की मैल धोती है ॥
उठे धुनके सहारेसे बदन सारेमें गुंजारा
अमृतकी धार तालुसें सदा मुखमें निचोती है ॥

लगो मन नादके अंदर भुले तनकी खबर सारी ।
हिरदेके बिचमें सुंदर प्रकट हो दिव्यजोती है ॥
कापुसाचे गोळे फिरती पोकळीं । मोतीयाची जाळी विखरत्ती ॥
गरुडाचे भरार येती दृष्टी पुढें । शेषाचे वेंटाळे गुंडाळती ॥
वज्राचे चुरे शुद्धवत दिसती । तयावरी वस्तु शोभतसे ॥
ज्ञानदेव ह्मणे सुख काय उणे । निवृत्ति पाहिले मागे पुढे ॥

---

नीहार धूमार्क निला नलानाम् । खद्योत विद्युत स्फटिक शशीनाम् ॥
एतानि रूपाणि पुरःसराणि । ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे ॥

---

या नांव ज्ञान, या नांव ज्ञान । ब्रह्म समाधान यातें म्हणिजे ॥ १ ॥
आहे तें सोडुनी नाहीं तें पाहिजे । पाहणें हारपे तेथें राहिजे ॥ २ ॥
जे ठायीं राहिजे तो ठाव होईजे । होणें न होणें अवघें विसरीजें ॥ ३ ॥
विसराचा आठव आठवाचा विसर । जाणें तो ईश्वर केशव म्हणें ॥ ४ ॥

पंधरा दिवसांमाजी साक्षात्कार झाला ॥
विठोबा भेटला निराकार ॥--तुकाराम

વધુ અનુભવના પદો માટે આજ પુસ્તકનાં સવારના અને બપોરના ભજન જુઓ.

આ પ્રમાણે ઘણા સાધુ સંતોએ ગાયું છે અને આજ અનુભવ શ્રી સમર્થ ભાઉ સાહેબ મહારાજના સંપ્રદાયમાં છે. આ સંપ્રદાયના લોકો સાધન સારૂં કરે છે. શ્રી સિદ્ધેશ્વરામેશ્વર મહારાજે શિષ્યો એ પાળવાના નિયમો કહ્યા છે તે નિયમો આ પુસ્તકમાં જુદા છપાવેલાં છે. સપ્તાહોમાં શ્રી હિંચગિરીમાં જે લોકો આવે છે તે ધ્યાન સારૂં કરે છે શ્રાવણ માસ તો આખો સપ્તાહનો માસ છે. એને "સાધન માસ" કહે છે. હિંચગિરીમાં શ્રાવણ માસમાં દરરોજ સવારે એક સરખું પાંચથી છ કલાક, અને રોજ સાંજે બે થી ત્રણ કલાક ધ્યાન કરવાનો નિયમ છે.

આ સંપ્રદાયમાં સાક્ષાત્કારની સીમા દર્શનમ, સ્પર્શનમ્, અને સંભાષણમ્ સુધી છે; અને એવા કેટલાક શિષ્યો આજે પણ છે કે જેઓને આ અનુભવ સહજ થઈ ગયો છે.

યોગ વગેરે ભાંજગડમાં પડનાર લોકોને હમારી સુચના છે કે તેમણે ખાલી યોગ કરી શરીરને કષ્ટ આપવા કરતાં આ માર્ગ સ્વીકારવાથી કલ્યાણ થશે.

ઉપર "નામ" નાં મહત્વ વિષે કહ્યું, પણ નામ એ પણ એક સાધન છે અને તે સાધન સર્વેએ કરવું જોઇએ. કેટલાક લોકોનું એવું માનવું થઇ ગયું છે કે નામથી દર્શનમ્ સ્પર્શનમ્ અને સંભાષણમ્ થયું એટલે આત્મજ્ઞાનની પરિસીમા થઇ, અને તેઓ આટલા આનંદમાંજ સમાધાન માને છે કારણ કે આટલું પણ જ્ઞાન બીજે કયાંય મળતું નથી. સાક્ષાત્કાર એટલે શું તે પણ કોઈ જાણતું નથી એટલુંજ નહિ પણ ઘણાખરા ગુરૂશ્રીઓ 'આ કલિયુગમાં સાક્ષાત્કાર થતોજ નથી' એવું બોલનારા છે. આવી પરિસ્થિતિમાં ઉપર લખેલા જ્ઞાનમાંજ સમાધાન અને મહદાનંદ માને તેમાં નવાઇ નથી; પણ શ્રી સિદ્ધરામેશ્વર મહારાજનો અનુભવ અને જ્ઞાન નિરૂપણ આથી પણ ઘણુંજ ઉચ્ચ કોટિનાં છે, કે જેની કલ્પના પણ કરી શકાય નહિ.

શ્રીસિદ્ધરામેશ્વર મહારાજનું કહેવું એમ છે કે અત્યાર સુધી જે સાક્ષાત્કારનું વિવેચન થયું તે સર્વ દ્વૈત ભક્તિની વાતો છે, અને તે પરમાર્થ માર્ગની પ્રથમ ભુમિકા છે. આ વેદાંતનો પુર્વ પક્ષ છે. હવે વેદાંતનો ખરો પરમાર્થ શરૂ થાય છે કે જેમાં વેદાંતનું બધું ગુહ્ય જ્ઞાન પ્રગટ થવાનું છે. આ પ્રથમ ભુમિકાનો સાક્ષાત્કાર જે માણસોને થયો હોય તેનેજ વેદાંત અંતર્ગત પરમાર્થનો અનુભવ આવે છે, જે માણસને પ્રથમ ભુમિકાનું જ્ઞાન નથી તેને વેદાંતનો આનંદ થવાનો નથી. વેદાંતનુ અંતરગત જ્ઞાન એટલે આત્મજ્ઞાન અને આત્મજ્ઞાન સિવાય બધાં કર્મો વ્યર્થ છે.

॥ आत्मज्ञानं विना पार्थ सर्वं कर्म निरर्थकम् ॥

સ્વરૂપજ્ઞાન અથવા આત્મજ્ઞાન જ્યાં સુધી જાણ્યું નહિ ત્યાંસુધી સર્વે સાધનો જુદા છે. "જ્યાં લગી આત્મતત્વ ચિન્યો નહિ ત્યાં લગી સાધના

સર્વ જુદી " માટે આત્માને ઓળખી, પરમાનંદ મેળવવો, આ વેદાંતનું ગુહ્ય છે. આવું જ્ઞાન મેળવવું એજ સાધનની પરિસીમા છે. અને આજ પદ શિષ્યને મેળવી આપવાનું ગુરૂનું કર્તવ્ય છે. જે ગુરૂ આવું પદ શિષ્યને મેળવી ન આપે તેને " ગુરૂ " એ ઉપનામ શોભતું નથી.

हरि कृपा तब जानीये । दे मानव अवतार ॥
गुरु कृपा तब जानीये । जब उतारे भवपार ॥

પરમાનંદ મેળવવા માટે પ્રથમ ગુરૂને શરણે જઇને સગુણ નિર્ગુણ સાક્ષાત્કાર મેળવવો, પછી ગુરૂકૃપાથી આત્માને પ્રત્યક્ષ જાણવો, પછી આત્મોપાસના અને આત્માર્ચન કરવું; अहं ब्रह्मास्मि નો અનુભવ લેવો, અને અખિલ જગતનું અંતર સ્વરૂપ શું છે તેનો અનુભવ લઈ, પછી સચ્ચિદાનંદનો અનુભવ લઈ નિવૃત્તિપદ પર ધ્વજા આરોહણ કરવી ત્યાર પછી ગુરૂ ગુહ્યમાં પ્રવેશ કરી પરમાનંદ સ્વરૂપ પોતેજ થઇ જવું.

आहे तितुके नाहीं झाले । नाहीं नाहींपणें निमाले ।
आहे नाहीं जाऊन उरले । नसोन कांहीं ॥
आत्मा आहे सर्वसाक्षी । हे बोलीजे पूर्वपक्षीं ।
जो कोणी सिद्धांत लक्षी । तोचि साधु ॥
पदार्थ ज्ञान जेव्हां सरे । द्रष्टा द्रष्टेपणें नुरे ।
ते समयीं फुंज उतरे । मी पणाचा ॥
जेथे मुराले मीपण । तेचि अनुभवाची खुण ।
अनिर्वाच्य समाधान । या कारणें बोलिजे ॥
शुन्यातीत शुद्धज्ञान । तेणें झालें समाधान ।
ऐक्यरुपें अभिन्न । सहज स्थिति ॥
तुज वाटे हे जागृति । मज झाली अनुभव प्राप्ति ।
या नांव केवळ भ्रांति । फिटलीच नाहीं ॥
तेणें जितुकें ज्ञान कथिलें । तितुकें स्वप्नावारी गेलें ।
अनिर्वाच्य सुख उरलें । शब्दातीत ॥

**तेथें शब्देंवीण ऐक्यता । अनुभव ना अनुभविता ।**
**ऐसा निवांत जो मागुता । जागृति आला ॥ ( रामदास )**

એમ કરીને "**खल्विदं ब्रह्म**" એ વેદવાક્યનો અનુભવ લેવો. આવો પરમાનંદ પ્રાપ્ત કરી લેવાનો મનુષ્ય માત્રનો હક છે. આ મેળવ્યા પછીજ મનુષ્ય કૃતાર્થ થયો એમ કહેવાય છે. આવો પરમાનંદ મેળવ્યા પછીજ તેની ભાવના **वसुधैव कुटुंबकम्** થાય છે ત્યારે મનુષ્ય મનથી પણ કોઇને દુઃખ થવાનું ઇચ્છે નહિ. **सर्वे जनाः सुखिनो भवन्तु** એવી ભાવના થાય, બધું મારૂંજ સ્વરૂપ છે, બધાએજ આનંદ ભોગવવો જોઇએ એવી ભાવના થઈ જાય છે. **अहिंसा परमो धर्मः** આ એક જૈન ધર્મનો સિદ્ધાંત છે, એનો અર્થ એવો છે કે કોઇને પણ દુઃખ આપવું નહિ પણ વેદાંત એના કરતાં આગળ વધીને કહે છે કે "કોઇને પણ દુઃખ આપવું નહિ એતો સ્વાભાવિકજ છે, એમાં કાંઈ તમારી બહાદુરી નથી, બહાદુરી તો સર્વનું દુઃખ નિવારણ કરી અખિલ જગતને સુખી કરવું એમાં છે." પછી તે ગમે તે દેશનો અથવા તો ગમે તે ખંડનો મનુષ્ય હોય બધાને સુખી કરવાં એજ વેદનું રહસ્ય છે. **आत्मवत् सर्व भूतेषु यः पश्यति सः पंडितः** બધાના અંદર હુંજ ભરેલો છું એવો અનુભવ લેવા માટે વેદ ઠોકી ઠોકીને કહે છે આવા અનુભવથી બધું જગત સુખી થાય તો તેમાં પછી દુઃખ, દુર નાઈ, અથવા કોઇને પણ સંકટ ભોગવવાની કાંઈપણ જરૂર રહેતી નથી.

હમણાં આ જગતમાં દુઃખ છે એનું કારણ હરિફાઈ છે વેદાંતમાં અસંચય, અપરિગ્રહની મહત્વતા ઘણીમોટી વર્ણવી છે તેનું કારણ એછે કે કોઈ પણ મનુષ્ય કોઈ પણ ચીજ એકઠી ન કરે તો તેને દેહ રક્ષણ માટે જોઇતા પદાર્થનો ખજાનો તો સૃષ્ટિ પાસે ભરપુર છે ( નવી નવી શોધથી ખાવાના પદાર્થો કાંઇ નવા પેદા થતા નથી, સૃષ્ટિથીજ પેદા થાય છે. ) પરંતુ અફસોસ છે કે જગતમાં સંગ્રહ ( Accumulation ) કરવાની પદ્ધતિ લોકોએ સ્વીકારી છે. તેથી સર્વ દુઃખ ભોગવી રહ્યા છે અને તેથીજ બધાના મનમાં "મેળવવું જોઇએ, મેળવવું જોઈએ" આવી દરિદ્રતા એટલે મજુરી શરૂ થઇ છે. આખા જગતમાં વેદાંતનો ધર્મ શરૂ થાય તો એક પણ મનુષ્યને મજુરી કરવાની જરૂર રહે નહિ. વેદાંતનું ધ્યેય મોક્ષ

એટલે મુક્તિ મેળવવી એજ છે. મુક્તિ એટલે સર્વ દુઃખથી મુક્ત થવું. કોઈ કહેશે કે વેદાંતમાં પરમાર્થ છે એટલે તે પ્રપંચથી આજીબાદ જુદો છે. પરંતુ તેમ નથી, પ્રપંચમાં માણસોને કેમ સુખ થશે અને બધા દુઃખોથી માણસ કેમ મુક્ત થશે એની શોધ કરતાં કરતાં હિંદુસ્થાનના ઋષિમુનીઓ એવા સિધ્ધાંત પર આવ્યા છે કે સંસારી લોકોને સંસારમાં બધા દુઃખોથી મુક્ત થવાને મોક્ષ એ એકજ ઉપાય છે

संसार त्याग न करितां । प्रपंच उपाधी न सोडितां ॥
जनामध्यें सार्थकता । विचारेंचि होय ॥

હમણાં લોકોને દેહ, મન અને બુદ્ધિથી વ્યવસાય (મજુરી) કરવો પડે છે. અને રાત્ર દિવસ ચિંતા કરવી પડે છે, એનું કારણ હમણાં ચાલી રહેલી રુઢી છે. મગજથી રાત દહાડો ચિંતા કરવાથી મનુષ્યનું આયુષ્ય એકદમ ઓછું થઈ ગયું છે તેનું કારણ પણ આ મહા દેવીનો મહા પ્રસાદ છે. હમણાં રંકથી રાવ સુધી સર્વેને ચિંતા કરવી પડેછે, તેનો એકી વખતે અંત લાવવો હોય તો 'वसुधैव कुटुंबकम्' ની ભાવના જગતમાં દાખલ થવી જોઇએ. અહાહા! વેદાંતની 'वसुधैव कुटुंबकम्' ની ભાવના કેટલી ઉચ્ચ પ્રકારની છે! બધાને નિષ્કામ એટલે કામ વગરના એટલે મજુરી વગરના એટલે શેઠ બનાવી દે છે. એટલુંજ નહિ પણ अहं ब्रह्मास्मि I am God બનાવી દે છે. મનુષ્યો મજુર બન્યા તેનુ કારણ એછે કે પ્રત્યેકે પરસ્પર વિષમ ભાવના કરી. હમણાંની પ્રચલિત રૂઢી એવી છે કે પ્રત્યેક મનુષ્ય પોતે એકલોજ બીજાનું ખીસું પોતાને સ્વાધીન કરવા મથી રહ્યો છે માટે આખું જગત પ્રત્યેકનું શત્રુ થયું છે અને જગતમાં દુસ્મનાઈ રૂપી ઝેર વધી રહ્યું છે. એનું પરિણામ મહાભારતની યાદવાસ્થળી જેવું આવવાનું છે. સુધારા સુધારા કહીને નાચનારા લોકો મ્હોંથી સમાનતા, બંધુત્વ ( Equality, Fraternity ) બોલે છે. પરંતુ રોજ નવી નવી શોધો કાઢીને બીજાઓના ખીસ્સા ખાલી કરાવવાનો પરિશ્રમ ઉઠાવી રહ્યા છે, અને તેથી ખાલી થએલાઓનાં ખીસ્સા પાછા ભરવા માટે તે બધાને વધારે ને વધારે રાતદિન મજુરી કરવી પડે છે. પણ ખીસ્સા ખાલી થવાના રોજને રોજ નવા કિસ્સા નીકળતા હોવાથી

બિચારાઓના ખીસ્સા ભરાતા નથી અને જગતમાંથી દરિદ્રતા જતી નથી, અને તેથી પોતાનું પુરૂ કરવા માટે અનેક કુકર્મોનો માર્ગ સ્વીકારવો પડે છે. અને જગતના નસીબમાંથી મજુરી છુટતી નથી; પછી લોકો સ્વતંત્રતાની ભાવના ગમે એટલી મોટી કરે તોપણ શું ? કહ્યું છે કે, "જેણે આત્મસેવા કરી નથી તેનાથી દેશસેવા થતીજ નથી" ( રામતીર્થ ) જગત હમણાં જે દુઃખ ભોગવી રહ્યું છે તેનો અંત આવી જાય અને દરેક જીવ પરમસુખી થાય એનો વેદાંતનું વિશ્વ કુટુંબકમ જ્ઞાન એજ એક ઉપાય છે. અને આનુંજ નામ સુધારણા છે. અને આ સુધારાથી હિંદના ઋષીઓએ સમાજ રચના દેશમાં દાખલ કરી અને શાંતિથી જગતમાં રહેવા માટે સાદાઇથી રહેવાનો ઉપદેશ કર્યો. તેઓના સુધારા પ્રમાણે દેશ જ્યાં સુધી ચાલતો હતો ત્યાંસુધી દેશ ઘણો શાંતિમાં હતો. હમણાં લોકોનું કહેવું એવું છે કે દેશમાં પશ્ચિમના જેવા સુધારા નથી તેથી ભુખમરો થયો છે, પણ તે કહેવું ખરૂં નથી. પશ્ચિમના સુધારા દાખલ થયા નથી તેથી દેશ ભુખે મરે છે એમ નથી પણ ઉલટું પશ્ચિમનો સુધારણારૂપી રાક્ષસ દેશમાં પેસવાથી દેશ ભુખે મરતો થયો છે. પશ્ચિમનું અનુકરણ કરવામાં અપટુડેટ ફેશનરૂપી મહાકાળ દેશમાં ઘુસી ગયો છે તેણે લોકોની જરૂરિયાતો વધારીને મોજ શોખના ફંદામાં ફસાવી દેશને સંકટમાં નાંખી દરિદ્રતામાં ડુબાવી દીધો છે. આખો દેશ પોતાની સાદાઇ હમણાં પણ સાચવે તો લોકોને ખાવાને દેશમાં કાંઇ ઓછું નથી. પણ ફેશનરૂપી હાથી હિંદને પોષાય એમ નથી એમ વિચાર કરીને આ બધા ઘરોત્કચની માયાના નકામા પદાર્થોને બિલકુલ હાથ ન લગાડે તો હમણાં પણ દેશ પરમ સુખીજ છે. આ દેશમાં ખાવાનું બિલકુલ ઓછું નથી. આ ભરત ભુમી એટલી સંપન્ન છે કે તેમાં પાકેલો ખોરાક તેના વતનીઓને પુરો થઈ ને બીજા દશ દેશ પણ પોષાય. પરંતુ બિચારી ભરત ભૂમિ શું કરે ? તેના વતનીઓ કેવળ નકામા પદાર્થો માટે હજારો માણસોનો ખોરાક આંખો મીચીને ફેંકી રહ્યા છે. પછી દેશ ભુખે મરે નહિ તો શું કરે ?

આ દેશને કોઇપણ નવા સુધારાની જરૂર નથી. સુધારાની ટોચ સુધી પહોંચેલા ઋષિઓએ આ દેશનો પાયો ઉત્તમ સુધારાપર રચેલો છે. તેમના

સુધારા પ્રમાણે દેશ ચાલશે તો પરમશાંતિ મેળવશે. હમણાં અનેક દેશોમાં સુધારાના નામે હરિફાઇ ચાલી રહી છે તે સુધારા નથી, તે મનુષ્યને સુખ-દાતા નથી પણ તે અખિલ વિશ્વને ભયંકર ખાઇ તરફ ખેંચી લઈ જઇ રહ્યા છે. The world is galloping towards Hell. સુધરેલા દેશનેજ પુછો કે તમે કેટલા સુખી છો ? એક નવી શોધ થઇ કે લાખો માણસોના ખીસા ખાલી થાય અને એક માણસ શ્રીમંત થઈ બેસે. આ કાંઇ સર્વને સુખી કરવાનું સાધન છે ? આનાથી તો રાતદિન ઘરના સ્ત્રીપુરૂષો અને છોકરાઓને નિર્વાહ માટે કામ કરવું પડે છે. પ્રાચીન કાળમાં હિંદમાં આખા કુટુંબનો સુખશાંતિથી નિર્વાહ ચાલવા માટે એક માણસ કામ કરે તો બસ હતું. અતિથિ ઘેર આવીને ગમે એટલા દિવસ રહે તો કંટાળો આવતો નહોતો, પણ ઘરમાં ખોરાક પુરતો હોવાથી ઉલટો આનંદ થતો હતો. હમણાં આખું ઘર રાત દિવસ હાય હાય કરે તો પણ પોતાનોજ નિર્વાહ થતો નથી પછી અતિથિ તો જમ જેવા લાગેજ. આ સર્વ નવીન શોધો અને સુધારાઓનો પ્રતાપ છે. આ સુધારા નથી અને શોધો નથી પણ રકત ચુસનારી રાક્ષસી કળા છે. તે જો લોકોના કલ્યાણ માટેજ હોત તો પ્રાચીન ઋષિઓએ હિંદમાં તે કયારનાજ દાખલ કર્યા હોત. હમણાં તો વેશ્યાઓને લજાવે એવી ખર્ચાળુ ફેશન દેશમાં ઘેર ઘેર દાખલ થઇ ગઈ છે. અને તે ખરચને પહોંચી વળવા માટે લોકોને રાત્રિદિન અથાગ શ્રમ કરવો પડે છે. આવા સુધારા હિંદ દેશમાં દાખલ કરવાની મહેનત કરનારા નેતાઓ દેશને કેટલી ઉંડી ખાઈમાં ઉતારી રહ્યા છે તેની તે઼ ઓને કલ્પના પણ નથી. આવા સુધારાઓ દેશમાં દાખલ કરી બીજા દેશો કે જે સુધારની છેક ટોચે પહોંચ્યા છે તેમની સાથે હરિફાઇ કરીને તેના ઉપર વર્ચસ્વ મેળવવાની ઇચ્છા કરવી એ સમુદ્રની માછલીએ સમુદ્ર કરતા મોટી થવાની ઇચ્છા કરવા જેવું છે. કદાચ આવા સુધારાઓમાં દેશ ફાવશે તોપણ તેનું ફળ શું ? ઉલટું દેશને ઉંડી ખાઈમાં નાખવા જેવું છે. માટે આ સુધારા નથી, એનાથી કોઇનું કલ્યાણ થવાનું નથી, એનાથી કોઇને સુખ મળવાનું નથી.

માટે યોગને પ્રતિયોગ કરવો જોઇએ. યોગ એટલે યુકિત. કોઇએ પણ આપણા સામે વર્ચસ્વ મેળવવાની એક યુકિત કાઢી હોય, તો તેજ યુકિતથી તેની ઉપર વર્ચસ્વ મેળવવાનો પ્રયત્ન છોડીને ( કારણ કે તે યુકિતપર સામો માણસ કાબુ ધરાવનારો હોય છે. ) તે યુકિત સારી નથી, તેથી સુખ થવાના બદલે મોટું દુઃખ આવી પડશે. એમ સિધ્ધ કરીને તેના વિરુધ્ધ બીજીજ યુકિત કાઢીને તેનાથી બધાને પરમ સુખ થશે એમ સિધ્ધ કરવું એને પ્રતિયોગ કહે છે. માટે જગતમાં ચાલેલા પરકીય સુધારાથીજ ( જેમાં ઘણા આગળ ગએલા લોકો સાથે ) જગતપર વર્ચસ્વ મેળવવાની હરિફાઇમાં ન પડતાં તેનાથી થોડાજ કાળમાં આવી પડતી વિપત્તિઓની પોલ જગતમાં જાહેર કરીને પોતાનો વસુધૈવ કુટુમ્બકમ્ નો સુધારો જગતમાં સ્થાપીત કરવો આનું નામ પ્રતિયોગ. પ્રતિયોગ સિવાય હિંદુસ્તાનને જય મળવાનો નથી. અખિલ વિશ્વના સુધારકોને વેદાંતના સિધ્ધાંતોનો વહેલો મોડો પણ આશ્રય લેવો પડશેજ અને ત્યારેજ જગત્ સુખી થશે,અને ત્યારેજ વિશ્વ બંધુત્વ ભાવના પેદા થશે. શાંત મગજથી વિચાર કરવાથી સમજાશે કે અખિલ વિશ્વને પ્રાચીન ઋષિમુનીઓના પારમાર્થીક સુધારાથીજ શાંતિ અને સંતોષ મળતો હતો અને મળશે.

સર્વ સુખની સીમા જ્ઞાન, જે સકળ તેજનું આપે ભાન;
રવિરથ બેઠે જે નર ફરે, ત્હેને તિમિર કેમ આવરે.

હિંદને કોઇ પાસેથી નવું શીખવાની જરૂર નથી. ઉલટો બધાને શીખવવાનો અધિકાર હિંદ દેશને છે કારણકે પારમાર્થીક સુધારો એજ બધાનુ સુખ છે એમ ફકત હિંદના: ઋષિઓજ કહેતા હતા એટલુંજ નહિ પણ આજસુધી જે મહાજ્ઞાનીઓ થઈ ગયા અને જેમને આખું જગત પગે લાગે છે એવા ક્રાઇસ્ટ, મહમદ પેગંબર, બુદ્ધ, વગેરે બધાએ એકે અવાજે કહ્યું છે કે પરમાર્થ એજ જીવનું પરમ કલ્યાણ કરનારૂં સાધન છે; છતાં પણ જગતના મગજમાં આ વાત પેસતી નથી. પરંતુ વહેલો મોડો પણ આ સિદ્ધાંત ગ્રહણ કર્યા સિવાય જગતનો છુટકો નથી અને તે શીખવવાનો અધિકાર હિંદનો છે. રામકૃષ્ણ પરમહંસ પણ કહી ગયા છે કે "માયાનો ભાર જેમ ઓછો તેમ સાચી શાંતિ

મળે છે" સ્વામી વિવેકાનંદે પણ એમ કહ્યું છે કે "ભોગ એ લાખ ફેણુવાળા નાગ જેવો છે. તેનાથી દૂરજ રહો." વળી તેમણેજ બીજી જગ્યાએ કહ્યું છે કે, "ગ્રંથોના અભ્યાસથી કે તર્ક કરવાથી ધર્મ પ્રાપ્ત થતો નથી પણ સાધનથી એનો પ્રત્યક્ષ અનુભવ થાય છે." સ્વામી રામતીર્થ પણ કહી ગયા છે કે, "જેણે આત્મસેવા કરી નથી તેનાથી દેશસેવા થઈ શકતીજ નથી." અખિલ વિશ્વને સુખ આપનારો જે પરમાર્થ માર્ગ છે તેની શોધ હિંદના ઋષિઓએ કરેલી છે માટે હિંદને બીજાઓ પાસેથી કાંઇ શીખવાનું નથી. દેશમાં ગમે તેનું રાજ્ય હોય તોપણ લોકોએ ઋષિમુનીઓના સિધ્ધાંતોને વળગી રહેવું અને પોતાનો સત્ય માર્ગ સાચવવો અને જે સર્વ સુખનું સાધન પરમાર્થ છે તેજ મેળવવું. વેદનું ધ્યેય દેશમાં સ્થાપન કરવું એજ હિંદને માટે સાચું સ્વરાજ્ય છે. આજ ખરો આનંદ આપનારૂં સાધન છે. કારણ કે એમાં કોઈને પણ દુઃખ સિવાય બધાનેજ પરમાનંદ મળે છે. માટે જો હિંદીઓને પોતાની પદવી ઉંચી રાખવી હોય તો પરમ સુખદાયક જ્ઞાન પ્રાપ્ત કરી લેવું. હિંદ આજે માનહિન થયું છે તેનું કારણ કે તેણે પોતાનું આદર્શ જ્ઞાન છોડી દીધું છે. હિંદે પોતાનું માન અને ઉચ્ચ પદવી પાછી મેળવવી હોય તો **आत्मवत् सर्व भूतेषु** ની ભાવના પાછી પોતામાં ખિલવવી, અને જે નકામા ખરચથી ચિંતાતુર વ્યવસાય હંમેશ કરવા પડે છે તેવા ખરચ કાઢી નાંખી ઋષિ મુનીઓએ દાખલ કરેલા સાદાઈના રીતિરિવાજ પકડવા; અને પરમાનંદ મેળવવ માટે વ્યર્થ કાળનો વ્યય કર્યા સિવાય બ્રહ્મજ્ઞાની સાધુઓના સત્સંગથીજ વેદોક્ત જ્ઞાન મેળવવું અને આ સુધારા દેશમાં દાખલ કરવા.

કોઈ પુછશે કે આવા જ્ઞાની ક્યાં છે? અથવા કહેશે કે આ જ્ઞાન પ્રાપ્ત કરવું ઘણું મુશ્કેલ છે. આનો જવાબ આગળજ આપી ગયા છીએ કે રામ, કૃષ્ણાદિ અથવા જનક વસિષ્ટ વગેરે ઋષિઓપાસે જે જ્ઞાન હતું તેજ જ્ઞાન શ્રી સદ્ગુરૂ ભાઉસાહેબ મહારાજના સંપ્રદાયમાં અપાય છે. આવું અમુલ્ય જ્ઞાન પ્રાપ્ત કરીને આખા જગતનું કલ્યાણ થાય આવા શુભ હેતુથી આ લેખ લખેલો છે.

આ જ્ઞાન અઘરૂં છે એનો જવાબ પણ અમે આગળ કહી ગયા છીએ. ફરીથી કહીએ છીએ કે આ જ્ઞાન ગુરૂસિવાય મળવું માત્ર અઘરૂં ( અ+ ગુરૂ ) છે. જેને આત્મજ્ઞાની ગુરૂ મળે તેને કાંઇ તે અઘરૂં નથી. આ વાત નીચેના શ્લોકોપરથી સ્પષ્ટ સમજાશે.

सुमनः पल्लवामर्दे किंचिद्व्यतिकरो भवेत् ।
परमार्थपद प्राप्तौ न तु व्यतिकरोऽल्पकः ॥
( वाल्मिकीय महायोगवासिष्ठ )

એકાદા અતિશય નાજુક ફુલની પાંખડી ચુંથી નાખવામાં થોડો પણ યત્ન કરવો પડે છે પણ પરમાર્થપદ પ્રાપ્ત કરવાને તેટલી પણ મહેનત કરવાની જરૂર નથી.

आहे तरी परम सुगम, परी जनासी झाले दुर्गम ।
कां जयाचे वर्म, चुकले सत्समागमाकडे ॥
शरण गेलियाने काय होते फळ, तुका ह्मणे कुळ उद्धरिले ॥

લોકો એમ કહે છે કે ગમે એટલું કષ્ટ કરીએ છીએ તોપણ આત્મજ્ઞાન મળતું નથી. એના જવાબમાં ઉપર કહેલુંજ છે કે, એ લોકો આત્મજ્ઞાની ગુરૂનો આશ્રય લીધા સિવાય અનેક ફંદામાં સપડાઇને અનેક તરેહનું કષ્ટ વેઠે છે.

સ્વયંપ્રકાશ હૃદયસ્થ આત્મા જે સદા ઉદિત છે, તેને જાણવામાં બિલકુલ કષ્ટ નથી, માત્ર જ્ઞાની ગુરૂનો આશ્રય લેવો જોઇએ. ઉપર કહેલા જ્ઞાનનો અનુભવ જે સદ્‌ગૃહસ્થને લેવાની ઇચ્છા હોય તેમણે શ્રીસિદ્ધરામેશ્વર મહારાજના દર્શન લેવા અને પોતાની શંકાઓ દૂર કરવી.

આત્મજ્ઞાનની મહત્તા એટલી મોટી છે કે તેનું વર્ણન કરી શકાય નહિ. કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે;

यस्य कस्य च वर्णस्य ज्ञानं देहे प्रतिष्ठितम् ।
तस्य दासस्य दासोऽहं भवेत जन्मनि जन्मनि ॥

કોઇપણ વર્ણનો આત્મજ્ઞાની હોય તેનો હું જન્મોજન્મનો દાસાનુદાસ છું, જ્ઞાનની મહત્તા આટલી મોટી છે. ભક્તિનો અર્થ પણ આત્મજ્ઞાનજ છે. ભક્ત થાઓ એટલે મ્હારામાં મળી જાઓ; ભક્તિ કરો એટલે મ્હારામાં એકયતા કરો. ભક્ત એટલે એક થઈને મળી જવું. વિભક્ત એટલે જુદા પડવું. માટે વિભકિત છોડીને ભકિત કરો. એટલે પરમાત્માના સ્વરુપમાં એક થઈને મળી જવું, એટલે જ્ઞાન મેળવવું એનું નામ ભકિત. વેદમાં જ્ઞાન કહ્યું છે અને ભાગવત વગેરે પુરાણોમાં જ્ઞાનનેજ ભકિત કહી છે. વેદમાં જ્ઞાનીનો દાસ છું, અને પુરાણોમાં ભકતોનો દાસ છું, એમ ભગવાન બોલ્યા છે. આનો અર્થ એજ કે જ્ઞાન અને ભકિત એકજ છે. તેને માટે સાંપ્રદાયિક આત્મજ્ઞાની પુરુષ પાસેથી અનુભવયુકત શાસ્ત્ર શ્રવણ કરીને પરમાનંદ મેળવવો એનું નામજ ભકિત, અને એનુંજ નામ જ્ઞાન.

હમણાં મુંબઇમાં કેટલાક સાધુઓ અને કેટલાક પંડિતો ખુબ ભપકાથી આવેછે, અને તેમના દર્શન માટે પરમાનંદ મેળવવાની ઇચ્છાથી અનેક મુમુક્ષુઓ અથડાયા કરે છે, પણ પરમાનંદ મળતો નથી. 'લક્કડકા લાડુ ખાયા સો બી પસ્તાયા અને નહિ ખાયા સો બી પસ્તાયા' આવી સ્થિતિ થઇ રહી છે. આવી રીતે જે આવે તેની જોડે માથાકુટ કરવાથી પરમાનંદ મળવાનો નથી. એક છોકરો નિશાળમાં ભણવાનું છોડીને અહીં તહીં લાંબા લાંબા ભાષણો ( Lecture ) સાંભળતો હતો તેને નિશાળની વિદ્યા પણ નહિ આવડી અને ભાષણોનો ગુહ્યાર્થ પણ તે સમજ્યો નહિ. તેજ છોકરો જો નિશાળમાં બરાબર ભણ્યો હોત તો વ્યાખ્યાનો સમજવા સુધી પહોંચત અને તેનો ગુહ્યાર્થ પણ સમજી શકત. તેવીજ રીતે લોકો આમતેમ ભટકવાનું છોડીને ભપકાબાજ સાધુઓને છોડી નિગર્વી, સાદા અને આત્માનંદથી પરિપૂર્ણ ભરેલા આત્મજ્ઞાની સાધુઓને શરણે જઇને યથાપ્રકાર જ્ઞાનનો અભ્યાસ કરે તો થોડાજ વખતમાં સગુણ અને નિર્ગુણ સાક્ષાત્કારનો અનુભવ લઇને પરમાનંદ પ્રાપ્તિ કરશે, એ અમારા અનુભવથી કહીએ છીએ.

હમણાંજ જે અદ્વૈત, વિશેષાદ્વૈત, શુધ્ધાદ્વૈત, દ્વૈતાદ્વૈત, અને દ્વૈત પંથોના લોકો, મારૂં સત્ય અને ત્હારૂં અસત્ય કહીને કુદી રહ્યા છે, એનું કારણ

સત્યવસ્તુ વિષેનું અજ્ઞાન છે. અનુભવની દૃષ્ટિથી જોઇશું તો ભુમિકા અવસ્થા પ્રમાણે ક્રમે ક્રમે બધાનું સાચુંજ છે, અને બધાનું મુળ અને કહેવું પણ સાચુંજ છે. પણ સમજ્યા વગર જેમ અનેક જન્માંધ લોકો હસ્તિની પરીક્ષા કરવા ગયા તો એકજ હસ્તિનો જેના હાથમાં જે અવયવ આવ્યો તેવોજ હાથી છે એમ ખભા ઠોકીને કહેવા લાગ્યા. તે બધાનું અવયવોના વર્ણનની દૃષ્ટિથી સાચું હતું પણ હસ્તિના વર્ણનની દૃષ્ટિએ ખોટું હતું. તેવી રીતે હમણાંના મતવાદિઓની સ્થિતિ થઈ છે.

वेद शास्त्र श्रुति स्मृति, तेथे वाक्य भेद पडती ।
ते सर्वहि निवडती सद्गुरुचेनि वचने ॥
वेद शास्त्रांचे भांडण शास्त्रे तोडी ऐसा कोण ।
हे निवडे ना साधु विण कदा कल्पांति ॥

માટે અનુભવી આત્મસાક્ષાત્કારવાળા સાધુસંતને શરણ જઇને તત્વનો બોધ પામો. તમારા બધાનું સાચું છે એટલુંજ નહિ પણ જગતમાં બુદ્ધ, મહમદ, ક્રાઇષ્ટ, વગેરે બધાનો મત સાચો છે અને તે એજ છે કે સત્યને ઓળખો, તો બધા શાસ્ત્રોનો નિવેડો એક મતમાં આવી જશે. શાસ્ત્રો વાદવિવાદ કરવા માટે નથી. એનો અર્થ જ્ઞાનીઓને પુછીને અનુભવ લેવા માટે છે. એના માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

अविज्ञाते परे तत्वे शास्त्राधीतिस्तु निष्फला ।

માટે જ્ઞાનીને તેનો અનુભવ પૂછીનેઃ--

वादे वादे जायते तत्व बोधः । बोधे बोधे भासते चन्द्रचूडः ॥

આ વાકયમાંનું પરમ ગુહ્ય સમજો.

શ્રી સિધ્ધરામેશ્વર મહારાજશ્રી ને કયો મત સાચો છે એમ કોઇ પૂછે તો શ્રી સમર્થ જવાબ આપે કે તમે પરમાર્થનો અનુભવ લ્યો પછી કયો મત સાચો છે તે તમે કહો. પછી બધા મતોનું પરિણામ એકજ ઈશ્વર છે એવું આવશે.

કોઇ પૂછે કે તમે કયા મતના છો તો શ્રી સમર્થ કહે છે કે હું અદ્વૈત, વિશેષાદ્વૈત, શુધ્ધાદ્વૈત, દ્વૈતાદ્વૈત અને દ્વૈત, જૈન, ક્રાઇષ્ટ, મહમદ, આ

બધાના મતનો છું, કારણ કે તે બધાની અંદર જે સત્ય છે તેને હું જાણું છું અને તે શ્રેષ્ઠ છે, અને તેના અનુયાયી વિષે મ્હારા મનમાં પરમ આદર છે, અને દિલોજાનથી ઈચ્છું છું કે તેમનો જયજયકાર થાઓ અને તેમના બધા અનુયાયીઓ ગુહ્ય જાણીને એક મતના થાઓ.

એમનો ઉપદેશ એવો છે કે જેથી સાયુજ્ય સદનની પ્રાપ્તિ થાય. બ્રહ્મા, વિષ્ણુ, અને હર વગેરે આ જગતના દેવો માયાના દેવો છે, અને તેઓ તેમના ભકતોને મુકિત આપી શકતા નથી કારણ કે તેઓ પોતે શાશ્વત નથી. શાસ્ત્રમાં તેમનો અમુક કાળે પણ નાશ વર્ણવેલો છે.

चतुर्युगसहस्राणि दिनमेकं पितामहम् ।
पितामहसहस्राणि विष्णोर्घटिकामेव च ॥
विष्णोरेक सहस्राणि पलमेकं महेश्वरम् ।
महेश्वरसहस्राणि शक्तेरर्ध पलं भवेत् ॥

જે અખંડપદ તારૂં પોતાનું છે અને **यद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम्**। તે ધામ મહારાજશ્રીના દરેક વાક્યમાં પ્રતિપાદન થાય છે

नाहं वसासि वैकुंठे योगिनां हृदयेरवौ ।
मद्भक्त यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

આ શ્લોકથી ભગવાને પોતેજ બધાં જગતને જાહેર કરીને પોતાનું "એડ્રેસ" આપ્યું છે કે જેથી લોકો એમને શોધવા માટે હેરાન થાય નહિ. ભગવાનને કયાં શોધવા એની ફિકરમાં હતાશ ન થાય તે માટે તેમણે જાહેર કર્યું છે કેઃ—હું વૈકુંઠમાં રહેતો નથી અને તેથી મને શોધવા માટે યજ્ઞાદિ કર્મો કરીને વૈકુંઠાદિ લોકોમાં જવાના પ્રયત્નો કરતાં નહિ. હું યોગીઓના હૃદયમાં પણ નથી માટે યોગના ફંદામાં પડતાં નહિ. ત્યારે હું કયાં મળું છું ? જેને સ્વરૂપજ્ઞાનનો અનુભવ છે એવા જ્ઞાની સદ્‌ગુરૂ જ્યાં ( ગાય છે ) નિરૂપણ કરે છે ત્યાં હું પ્રત્યક્ષ મળું છું. મને મળવાની જેઓની ઇચ્છા છે તેમણે ત્યાંજ આવવું.

શ્રી સિદ્ધરામેશ્વર મહારાજ પોતાના નિરૂપણ દ્વારાજ બ્રહ્મ કયો, આત્મા કયો એનો સાક્ષાત્ અનુભવ શ્રોતાઓને કરાવીને નીરૂપણ સમજાવે છે અને તે શ્રોતાઓ સહેજમાં સમજી જાય છે. આ ઉપરથી જ્ઞાન તદન સહેલું છે. પણ બ્રહ્મજ્ઞાની યુકિતથી સમજાવે તોજ તે સહેલું નહિ તો તે કદીપણ ન સમજાય એટલું અઘરૂં છે. આ સ્વયંપ્રકાશ આત્માનું સાધન માત્ર અનુભવી બ્રહ્મજ્ઞાની પાસેથી શ્રવણ કરવું એજ છે.

> ऐक परमार्थाचे साधन । ते तुं जाण गा श्रवण ।
> मनाचा मार न करितां । इन्द्रियां दुःख न देतां । }
> येथ मोक्ष असे आयता । श्रवणाचि माजी ॥ } ज्ञानश्वर.

આવા સ્વયંપ્રકાશ આત્માને જોવા માટે લોકો આટલી બધી ખટપટ કરે છે પણ તે તો સદા પ્રગટ અને ખુલ્લે ખુલ્લો અને સદા પ્રત્યક્ષ છે. તેને પ્રાપ્ત કરવાને કોઈપણ સાધનની જરૂર નથી અને તેને પ્રગટ કરવાની બીજા કશામાં પણ શકિત નથી.

જે વસ્તુ નહિ હોય એવી વસ્તુને પ્રગટ કરવા માટે સાધનની જરૂર હોય છે. જે વસ્તુ સાધનથી પ્રગટ થાય તે વસ્તુ હમણાં નવી થઈ એમ ગણાય છે. તે વસ્તુ પુર્વે નહિ હતી આ વાત પણ તેની સાથેજ સિધ્ધ થાય છે. અને તેને નાશ પણ હોય છે. જે વસ્તુ અનુકુળ સાધનથી પ્રગટ થાય તે વસ્તુ પ્રતિકુળ સાધનથી નાશ પામે એવો સિધ્ધાંત છે. માટે પરમાત્માને પ્રાપ્ત કરવા કોઈ પણ સાધનની જરૂર નથી કારણ કે તે આદિ, અનાદિ, નિત્ય, સનાતન, સ્વયંપ્રકાશ, સદોદિત છે, માટે તેનો ભ્રમ નિવર્ત કરનારા સદગુરૂ મળે તો તેની પ્રાપ્તિ સદા સિધ્ધ છે.

> एथ शास्त्रें विषम झालीं वादें । नेति नेति म्हणीतलें वेदें ॥
> थोटावली योगवृंदें । अनुभवी निजबोधे जाणती ॥
> ब्रह्म इंद्रियां गोचर नसे । गुण गेलिया डोळां दिसें ॥
> हे अनुभव्यासीचि भासे । बोलावें ऐसें ते नव्हे ॥

(एकनाथी भागवत अध्याय ९)

મહારાજ શ્રી સહેલાઈથી અને યથાર્થ રીતે બ્રહ્મજ્ઞાન નિરૂપણ કરે છે અને ગમે એવા ગુંચવણવાળા વિષયોની ગુંચ સામાન્ય બુદ્ધિ ગ્રહણ કરે એવી રીતે કાઢે છે. પુરાણોની કથાઓ બધી કાલ્પનિક છે પણ પુરાણોમાં જે ભાવાર્થ રહેલો છે. તે ભાવાર્થ સમજવાનો છે અને તે ભાવાર્થ જ્ઞાનને અને સાધનને કેવી રીતે મળતો આવે છે તેનો સાર પુરાણોમાંથી કાઢીને અંદરનું રહસ્ય સમજવાનું છે. આજે જ્ઞાન અધરૂં, લુખ્ખું, સ્વાદ વગરનું અને અભાવ ઉત્પન્ન કરે તેવું થયું છે તેનું મુખ્ય કારણ વેદશાસ્ત્ર ગોખી મારીને તેમના ઉપરના અર્થનો પ્રાકૃતમાં તરજુમો કરી અને તેમાં મીઠું મરચું વધારીને સમજાવનારા બિન અનુભવી શાસ્ત્રીઓ છે. સંત તુકારામ ગાતા હતા કે,

आम्हीं वैकुंठ वासी । आलों याचि कारणासी ।।
बोलिले जे ऋषी । साच भावे वर्ताया ।। ध्रु० ।।

झाडूं संताचे मार्ग । आड रानीं भरलें जग ।।
उच्छिष्टाचा भाग । शेष उरला तो सेवूं ।। १ ।।

अर्थ लोपला पुराणीं । नाश केला शद्बज्ञानें ।
विषय लोभी मन । साधन हें बुडविलें ।। २ ।।

पिटूं भक्तिचा डांगोरा । कळी काळासी दरारा ।।
तुका म्हणे करा । जयजयकार आनंदे ।। ३ ।।

वेद आम्हां वरी रुसोनियां गेला, आम्ही त्याचा वाला धरिला कंठी ।।
वेदाची अक्षरें ब्राह्मणें गोखावी, आम्ही न ऐकावी श्रवणें ती ।।
वेद हा देवाचे स्वप्नीचें चेइले, ते काय येईल जागृतीसी ।।
वेद हा देवाचा निद्रेंत जन्मला, तुका म्हणे आम्ही होतो जागृतीला ।।

તુકારામ મહારાજ કહે છે કે અમે વેદ પુરાણુ વાંચ્યાં નથી પણ વેદમાં રહેલો ગુહ્ય અર્થ અમે સમજ્યા છીએ અને વેદને નિર્માણ કરનાર તેનો બાપ છે તેને અમે બરાબર ઓળખ્યા છે. અને અમારા કંઠમાં વેદના બાપનીજ વસ્તી છે. એટલે અમે જે બોલીએ તે વેદવાણીજ છે. માટે વેદ વાંચવા અને ગોખવા માટે નથી પરંતુ તેના અંદરનું ગુહ્ય પ્રત્યક્ષ અનુભવવા માટે છે.

આવી જાતનુંજ નિરૂપણ શ્રીસિદ્ધરામેશ્વર મહારાજ કરે છે અને દરેકને અમારી નમ્ર વિનંતિ એટલીજ છે કે તેમણે કોઈપણ સંજોગોમાં શ્રી સિદ્ધરામેશ્વર મહારાજનું નિરૂપણ સાંભળવાનો મનમાં નિશ્ચય કરી કાળજીથી શ્રવણ કરવું તો અમે નિશ્ચયથી કહીએ છીએ કે તેમના ભવબંધન તુટશે અને મહારાજશ્રી પાસેથી નામ મંત્ર લઇ તેમના નિયમોનું યથાર્થ પાલન કરશે તો જે મોક્ષને માટે અનેક લોકો વ્રત,દાન,તપ, ઇત્યાદિ સાધનો કરી રહ્યાં છે, તે મોક્ષ સહજમાં મેળવી શકશે.

આ બધો લેખ લખવામાં બધાનું કલ્યાણ એજ અમારો શુભ હેતુ છે. કોઇની નિંદા, અથવા કોઈપર ટીકા કરવાનો આંતરિક ભાવ બિલકુલ નથી. આ લેખમાં કોઇને ગેરસમજ અથવા ગુંચવણ ઉભી થાય તેમણે શ્રી સિદ્ધરામેશ્વર મહારાજને પ્રત્યક્ષ મળવું.

હમણા પરમાર્થમાર્ગ એટલો ગુંચવણવાળો અને ભુલભુલામણીવાળો થઈ ગયો છે, અને તે માર્ગે ચાલનારને એટલા ભ્રાંતિના અંધારાના પડદા આવેછે કે તેને કાપવાના અઘરા પડે છે, અને અસત્યને સત્ય સમજી તેમાં ફસાઇ જાય છે. જેમ કે હનુમાનજી અમૃતસંજીવની લેવા માટે દ્રોણાચળ જતા હતા ત્યારે વચમાં કાળનેમીના આશ્રમમાં સપડાઇ પડયા અને જુઠા ઢોંગને સાચા માન્યા તેવી રીતે પરમાર્થ માર્ગે ચાલનારા હનુમાનો

ઇન્દ્રિયોની માયાશક્તિ વાગીને બેભાન થયેલા લક્ષ–મનને જ્ઞાનામૃતરૂપી અમૃતસંજીવનીથી ઉઠાડીને આત્મારામને સંતોષ કરનારાઓના માર્ગમાં અજ્ઞાનરાત્રીના વખતે કાળનેમીનો ( નિત્ય નૈમિત્તિક આશ્રમધર્મ ) આશ્રમ વિઘ્નરૂપે થઈ પડયો છે. આ અજ્ઞાન રાત્રીથી ઢંકાઈ ગયેલો પરમાર્થમાર્ગ તેને પ્રદીપ ( પરમાર્થમાર્ગ ઉપર દીવો ) કરવાના હેતુથી આ લેખ લખેલો છે. આમાં જ્ઞાન કાંઇપણ લખ્યું નથી તે કામ શ્રી સદ્‌ગુરૂનું છે. જ્ઞાન આપવાનું કામ શ્રીસદ્‌ગુરુ સિવાય થતું નથી. ત્યાં વેદો પણ નેતિ । નેતિ । બોલ્યા, સર્વ શાસ્ત્રોપણ કહેવાનું તેટલું કહ્યા પછી છેવટે શ્રીસદ્‌ગુરૂને શરણે જાઓ અને તેમના પાસેથી જ્ઞાનામૃત પાન કરો એમ કહી સમાપ્ત થયા.

सरली शब्दाची खटपट, आला ग्रंथाचा शेवट ।
येथे सांगितले स्पष्ट, सद्गुरु भजन ॥

---

# दासबोध.

---

श्रीगणेशायनमः ॥ जयजयाजीसद्गुरूपूर्णकामा ॥ परमपुरुषाआत्मयारामा ॥ अनिर्वाच्यतुमचामहिमा ॥ वर्णिलानवचे ॥ १ ॥ जेवेदासिं साकडें ॥ जेंशब्दासिकानडें ॥ तेंसत्सिष्यासिरोकडें ॥ अलभ्यलाभे ॥ ॥ २ ॥ जेयोगियांचें निजवर्म ॥ जेंशंकराचेंनिजधाम ॥ जेंविश्रांतिचें निजविश्राम ॥ परमगुह्यअगाध ॥ ३ ॥ तेंब्रह्मतुमचेनियोगें ॥ स्वयें आपणचिहोइजेआंगें ॥ दुर्घटसंसाराचेनिपांगे ॥ पांगिजेनासर्वथा ॥ ४ ॥ आतांस्वामिचेनिलडिवाळपणें ॥ गुरुसिष्याचिंलक्षणें ॥ सांगिजेतियेमे

